## ॥ विषयानुक्रमः ॥




श्री जैन एडवोकेट प्रीन्टींग प्रेसमां शा. चीमनलाल
गोकळदासे छाप्युं घीकांटावाडी–अमदावाद.

# ॥ नवतत्त्वसाहित्यसंग्रहः ॥



# ॥ श्री नवतत्त्वपारिशिष्टानि ॥

विश्वसत्त्वानुग्रहविहितानेकग्रन्थसन्दर्भश्रीमद्—

उमास्वातिवाचकप्रवरविरचितं

## ॥ श्रीनवतत्त्वप्रकरणम् ॥

( भाषान्तर समेत. ) परिशिष्ट नं. अ. ( १ )

जीवाजीवाः पुण्यं, पापास्रवसंवराः सनिर्जरणाः । बन्धो मोक्षश्चैते, सम्यक् चिन्त्या नव पदार्थाः ॥ १ ॥ जीवा मुक्ताः संसा-रिणश्च संसारिणस्त्वनेकविधाः । लक्षणतो विज्ञेया, द्वित्रिचतुःपञ्चषड्भेदाः ॥ २ ॥ द्विविधाश्चराचराख्या-स्त्रिविधाः स्त्रीपुंनपुंसका ज्ञेयाः । नारकतिर्यग्मानुप-देवाश्चतुर्विधाः प्रोक्ताः ॥ ३ ॥ पञ्चविधास्त्वेक-

---

શબ્દાર્થ—જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ નવ પદાર્થો સારી રીતે ચિંતવવા યોગ્ય છે. ( ૧ ) સિદ્ધ અને સંસારી એમ બે પ્રકારના 'જીવ' છે, એમાં સંસારી જીવ બે પ્રકારના, ત્રણ પ્રકારના, ચાર પ્રકારના, પાંચ પ્રકારના, છ પ્રકારના એમ જુદી જુદી રીતે અનેક પ્રકારના લક્ષણથી જાણવા. ( ૨ ) ત્રસ અને સ્થાવર એમ બે પ્રકારના, સ્ત્રી પુરૂષ અને નપુંસક એમ ત્રણ પ્રકારના, તેમજ નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવતા એમ ચાર પ્રકારના જીવો કહ્યા છે. ( ૩ ) એકેંદ્રિય, દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિંદ્રિય અને પંચે-

द्वि-त्रिचतुष्पञ्चेन्द्रियास्तु निर्दिष्टाः । क्षित्यम्बुवह्निपवन-तरवस्त्रसाश्चेति षड्भेदाः ॥ ४ ॥ एवमनेकविधाना-मेकैको विधिरनन्तपर्यायः । प्रोक्तः स्थित्यवगाह-ज्ञानदर्शनादिपर्यायैः ॥ ५ ॥ सामान्यं खलु लक्षण-मुपयोगो भवति सर्वजीवानाम् । साकारोऽनाकार-श्च सो ऽष्ट-भेदश्चतुर्धा तु ॥ ६ ॥ ज्ञानाज्ञाने पञ्च-त्रिविकल्पे सो ऽष्टधा तु-साकारः । चक्षुरचक्षुरवधि-केवलदृग्विषयस्त्वनाकारः ॥ ७ ॥ भा-वा भवन्ति जीव-स्यौदयिकः पारिणामिकश्चैव । औपशमिकः क्षयो-त्थः, क्षयोपशमजश्च पञ्चैते ॥ ८ ॥ ते चैकविंशतित्रि-द्विनवाष्टादश-विधाश्च विज्ञेयाः । षष्ठश्च सान्निपातिक, इत्यन्यः पञ्चदशभेदः ॥९॥ एभिर्भावैः स्थानं, गतिमिन्द्रियसंपदः सुखं दुःखम् । संप्राप्नोतीत्या-

---

द्रिय; એમ પાંચ પ્રકારના અને પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાયુકાય, વનસ્પતિકાય તથા ત્રસકાય એમ છ પ્રકારના જીવ કહ્યા છે. ( ૪ ) એવી રીતે સ્થિતિ, અવગાહના, જ્ઞાન, દર્શન આદિ પર્યાયોવડે કરીને અનેક પ્રકારના જીવોનો એકેક ભેદ અનંત ભેદવાળો છે. ( ૫ ) સર્વ જીવોનું સામાન્ય લક્ષણ નિ-શ્ચયે કરીને ઉપયોગ છે. એ ઉપયોગ સાકાર અને અનાકાર (જ્ઞાન-દર્શન) રૂપ છે તેમાં સાકારોપયોગ આઠ પ્રકારે અને અનાકા-રોપયોગ ચાર પ્રકારે છે. ( ૬ ) પાચ જ્ઞાન ( મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ તથા કેવળ. ) અને ત્રણ અજ્ઞાન ( મતિ-અજ્ઞાન, શ્રુતઅજ્ઞાન અને વિભંગજ્ઞાન.) એ ૮ પ્રકારે સાકારોપયોગ છે. અને ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, અવધિદર્શન અને કેવલદર્શન એ ૪ પ્રકારે અનાકાર ઉપયોગ છે. ( ૭ ) ઔદયિક, પા-રિણામિક, ઔપશમિક, ક્ષાયિક અને ક્ષાયોપશમિક એ પાંચ પ્રકારના ભાવો જીવોના હોય છે. ( ૮ ) તે ભાવોના અનુક્રમે એકવીશ, ત્રણ, બે, નવ અને અઢાર ભેદો જાણવા. અને છઠ્ઠો સાન્નિપાતિક ભાવ પંનર પ્રકારનો છે. (૯) એ ભાવો વડે કરીને જીવ સ્થાન (સંસારસ્થિતિ), ગતિ, ઇંદ્રિય સંપદા, સુખ અને દુઃખ

त्मा, सो ऽष्टविकल्पः समासेन ॥ १० ॥ द्रव्यं कषाययोगा-वुपयोगो ज्ञानदर्शने चेति । चारित्रं वीर्यं चे-त्यष्टविधा मार्गणा तस्य ॥ ११ ॥ [1]जीवाजीवानां द्र-व्यात्मा सकषायिणां कषायात्मा । योगः सयोगिनां पुन-रुपयोगः सर्वजीवानां ॥ १२ ॥ ज्ञानं सम्यग्दृष्टे-र्दर्शनमथ भवति सर्वजीवानाम् । चारित्रं विरतानां, तु सर्वसंसारिणां वीर्यम् ॥ १३ ॥ द्रव्यात्मेत्युपचारः, सर्वद्रव्येषु नयविशेषेण । आत्मादेशादात्मा, भवत्यनात्मा परादेशात् ॥ १४ ॥ एवं संयोगाल्प-बहुत्वाद्यैर्नैकशः स

પામે છે તે ( આત્મા ) સંક્ષેપથી આઠ પ્રકારનો છે. (૧૦) દ્રવ્ય, કષાય, યોગ, ઉપયોગ, જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્ય એવી રીતે આત્માની આઠ પ્રકારે વિચારણા છે. ( ૧૧ ) જીવ અને અજીવનો 'દ્રવ્યાત્મા,' કષાયવંતનો 'કષાયાત્મા,' યોગવાળાનો 'યોગાત્મા,' અને સર્વ જીવોનો 'ઉપયોગાત્મા.' ( ૧૨ ) સમ્યગ્ દૃષ્ટિનો 'જ્ઞાનાત્મા,' સર્વ જીવોનો 'દર્શનાત્મા,' ચારિત્રવંતનો 'ચારિત્રાત્મા,' અને સર્વ સંસારી જીવોનો 'વીર્યાત્મા.' (૧૩) સર્વ દ્રવ્યોને વિષે નય વિશેષે કરી 'દ્રવ્યાત્મા' એવો ઉપચાર ઘટે છે. સ્વસ્વરૂપ ( સ્વદ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવ ) થી આત્મા, અને પરસ્વરૂપ ( પરદ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવ ) થી અનાત્મા થાય છે. ( ૧૪ ) એવી રીતે વિવિધ સંયોગ તથા અલ્પ બહુત્વાદિવડે જીવ અનેક પ્રકારે ચિંતવવો, જીવનું આ સર્વ

१ अत्र 'श्रीभगवत्यङ्गद्वादशशतदशमोद्देशकवृत्तौ' "जीवानां द्रव्यात्मा ज्ञेयः" इति पाठस्य, 'श्रीभगवत्यङ्गादिषु' द्रव्यात्मनः कषायात्मादिना सहवृत्तितानियमविरहेऽपि उपयोगाद्यात्मना नैयम्यप्रदर्शकसंवेधस्य, 'द्रव्यं त्रिकालानुगाम्युपसर्जनीकृतकषायादिपर्याय तद्रूप आत्मा द्रव्यात्मा सर्वेषां जीवानाम्' इति द्रव्यात्मव्याख्यानस्य जीवप्रकरणस्य च सद्भावेऽपि 'श्रीप्रशमरतिसूत्रतद्वृत्त्यादिषु' सव्याख्यानं 'जीवाजीवानां' इत्युपलम्भादुत्तरत्र 'सर्वद्रव्येषु नयविशेषेण' इतिदर्शनाच्चास्माभिः स एव पाठः सङ्गृहीतः ॥

परिमृग्यः। जीवस्यैतत्सर्वं, स्वतत्त्वमिह लक्षणैर्दृष्टम् ॥ १५ ॥ उत्पाद्विगमनित्य-त्वलक्षणं यत्तदस्ति सर्वमपि। सदसद्वा भवतीत्य-न्यथार्पितानर्पितविशेषात् ॥ १६ ॥ योऽर्थो यस्मिन्नाभूत्, साम्प्रतकाले च दृश्यते तत्र। तेनोत्पादस्तस्य, विगमस्तु तस्माद्विपर्यासः ॥ १७ ॥ साम्प्रतकाले चाना-गते च यो यस्य भवति सम्बन्धी। तेनाविगमस्तस्ये-ति स नित्यस्तेन भावेन ॥ १८ ॥ ( इति जीवतत्त्वम् १ ) धर्माधर्माकाशा-नि पुद्गलाः काल एव चाजीवाः। पुद्गलवर्जमरूपं, तु रूपिणः पुद्गलाः प्रोक्ताः ॥ १९ ॥ द्व्यादिप्रदेशवन्तो, यावदनन्तप्रदेशिकाः स्कन्धाः। परमाणुरप्रदेशो, वर्णादिगुणेषु भजनीयः ॥२०॥

---

સ્વરૂપ અહીં લક્ષણોવડે અનેકવિધ પ્રતીત થાય છે. ( ૧૫ ) ઉત્પાદ, વિનાશ અને ધ્રૌવ્ય લક્ષણવાળા જે જે પદાર્થો છે, તે સર્વે સત્ અને તે ઉત્પાદ આદિ લક્ષણરહિત સર્વ અસત્ તેમજ અન્યથા અર્પિત, અનર્પિતના વિશેષ થકી તે [1]સદસદાદિ ( સપ્ત ) ભંગીરૂપે થાય છે. (૧૬) જે વસ્તુ (પર્યાય)જેમાં પ્રથમ ન્હોતી અને વર્તમાનકાળે તેમાં દેખાય તે 'ઉત્પાદ,' તેથી જે વિપરીત તે તેનો 'વિનાશ.' (૧૭) વર્તમાનકાળે અને ભવિષ્યકાળમાં જે જેનો સંબંધી છે તેની સાથે તેનો વિયોગ ન થાય તે તેવા નિત્યસંબંધથી નિત્ય 'ધ્રુવ' છે. ( ૧૮ ) ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય અને કાલ એ પાંચ 'અજીવ' છે, પુદ્ગલ શીવાયના ચાર અરૂપી અને પુદ્ગલ રૂપી કહ્યા છે. ( ૧૯ ) બે પ્રદેશથી માંડીને અનંત પ્રદેશવાળા પુદ્ગલ સ્કંધો હોય છે. પરમાણુ દ્રવ્યથી પ્રદેશરહિત છે. તેવા દરેક પરમાણુમાં એક વર્ણ, ૧ ગંધ, ૧ રસ અને બે સ્પર્શ હોય છે. માટે તેમાં (અપ્રદેશત્વ)ભજનીયછે. (૨૦) ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, અને કાલ એ પારિણામિકભાવને વિષે જાણવા, રૂપ(પુદ્ગલ) ઉદય પરીણામી છે અને જીવો સર્વ ભાવને અનુસરનારા છે.

---

૧ આ સ્થળે સપ્તભંગીની વિચારણા પ્રણીત ગહન સ્વરૂપ છે.

भावे धर्माधर्मा-म्बरकालाः पारिणामिके ज्ञेयाः । उदयपरिणामि रूपं, तु सर्वभावानुगा जीवाः ॥२१॥ जीवाजीवा द्रव्य-मिति षड्विधं भवति लोकपुरुषोऽयम् । वैशाखस्थानस्थः, पुरुष इव कटिस्थकरयुग्मः ॥ २२ ॥ तत्राधोमुखमल्लक-संस्थानं वर्णयन्त्यधोलोकम् । स्थालमिव तिर्यग्लोक-मूर्ध्वमथ मल्लकसमुद्गम् ॥ २३ ॥ सप्तविधोऽधोलोक-स्तिर्यग्लोको भवत्यनेकविधः । पञ्चदशविधानः पुन रूर्ध्वलोकः समासेन ॥ २४ ॥ लोकालोकव्यापक-माकाशं मर्त्यलौकिकः कालः । लोकव्यापि चतुष्टय-मवशेषं त्वेकजीवो वा ॥ २५ ॥ धर्माधर्माकाशान्येकैकमतः परं त्रिकमनन्तम् । कालं विनास्तिकाया, जीवमृते चाप्यकर्तॄणि ॥ २६ ॥ धर्मो गतिस्थितिमतां, द्रव्याणां गत्युपग्रहविधाता। स्थित्युपकृच्चाधर्मो, ऽवकाशदानोपकृद्गगनम् ॥२७॥ स्पर्शरसगन्धव-

---

( २१ ) એવી રીતે જીવ અને અજીવરૂપ ષડ્વિધ દ્રવ્ય થાય છે, આ લોકપુરૂષ કેડ ઉપર કરયુગ્મવાળા અને બન્ને પગ પ્રસારીને ઉભેલા ધનુષધારી પુરૂષ જેવો છે. ( २२ ) તેમાં અધોલોક અધોમુખ રાખેલા મલ્લક ( શરાવલા )ના જેવા સંસ્થાનવાળો, તીર્ચ્છાલોક થાલ જેવા આકારવાળો અને ઊર્ધ્વલોક શરાવસંપુટના આકાર જેવો વર્ણવ્યો છે ( ૨૩ ) અધોલોક સાત પ્રકારનો, તીર્ચ્છાલોક અનેક પ્રકારનો અને ઊર્ધ્વલોક પન્નર પ્રકારનો સંક્ષેપથી કહ્યો છે ( ૨૪ ) આકાશ લોકાલોકવ્યાપક છે. કાળ મર્ત્ય ( મનુષ્ય ) લોક સંબંધી છે. બાકીના ચાર લોકવ્યાપી છે, તેમજ એકજીવ પણ (કેવળીસમુદ્ઘાત સમયે) લોકવ્યાપી છે (૨૫) ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશ, એ ત્રણ એકેકાં છે બાકીનાં ત્રણ અનંતા છે. કાલ વિના પાંચ અસ્તિકાય છે, અને જીવવિના પાચ અકર્તા છે. (૨૬) ગતિ પરિણામી જીવ અને પુદ્ગલ દ્રવ્યોને ગતિમા સહાય દેનાર ધર્માસ્તિકાય છે. સ્થિતિમાં સહાય દેનાર અધર્માસ્તિકાય છે. અને

र्णाः, शब्दो बंधश्च सूक्ष्मता स्थौल्यम् । संस्थानं भेदतम-श्छायोद्योता-तपश्चेति ॥ २८ ॥ कर्मशरीरमनोवाग्-विचेष्टितोच्छ्वासदुःखसुखदाः स्युः । जीवितमरणोपग्रह-कराश्च संसारिणः स्कन्धाः ॥ २९ ॥ परिणामवर्तनाविधि-परापरत्वगुणलक्षणः कालः । सम्यक्त्वज्ञानचारित्रवीर्यशिक्षागुणा जीवाः ॥ ३० ॥ ( इत्यजीवतत्त्वम् २ ) पुद्गलकर्म शुभं य-त्तत्पुण्यमिति जिनशासने दृष्टम् । (इति पुण्यतत्त्वम् ३ ) यदशुभमथ तत्पाप-मिति भवति सर्वज्ञनिर्दिष्टम् ॥ ३१ ॥ (इति पापतत्त्वम् ४ ) योगः शुद्धः पुण्या-स्रवस्तु पापस्य तद्विपर्यासः । ( इत्यास्रवतत्त्वम्. ५ ) वाक्कायमनोगुप्ति-र्निरास्रवः संवरस्तूक्तः ॥ ३२ ॥ ( इति संवरतत्त्वम् ६ ) संवृततपउपधाना-त्तु

અવકાશ આપવારૂપ સહાય કરનાર આકાશ દ્રવ્ય છે. ( ૨૭ ) સ્પર્શ, રસ, ગંધ, વર્ણ, શબ્દ, બંધ, સૂક્ષ્મતા, સ્થૂલતા, સંસ્થાન, ભેદ, અંધકાર, છાયા, ઉદ્યોત અને આતપ. તથા સંસારી જીવોને કર્મ, શરીર, મન, વચન, ચેષ્ટા, ઉચ્છ્વાસ, તથા દુઃખ, સુખ દેનારા (વિષ, ક્ષીરાદિ) પુદ્ગલો અને જન્મમરણમાં સહાય કરનારા સર્વ પુદ્ગલપરિણામો સ્કન્ધો હોય છે. ( ૨૮-૨૯ ) પરિણામ વર્તના રૂપ અને પરાપરત્વ[૨] ગુણવાળું કાલદ્રવ્ય છે. સમ્યકત્વ, જ્ઞાન, ચારિત્ર અને વીર્ય શિક્ષા ગુણવાળા જીવો છે. ( ૩૦ ) જે શુભ એવા કર્મનાં પુદ્ગલ તે 'પુણ્ય' અને અશુભ એવા કર્મનાં પુદ્ગલ તે 'પાપ' એમ સર્વજ્ઞ ભગવાને કહ્યું છે. ( ૩૧ ) શુદ્ધ એવા મન વચન કાયાના યોગ (વ્યાપાર) તે 'પુણ્યાશ્રવ,' તેથી વિપરીત તે 'પાપાશ્રવ' અને મન વચન કાયાની ગુપ્તિ તે નિરાશ્રવ એવો 'સંવર' કહ્યો છે. ( ૩૨ ) સંવરયુક્ત જીવને તપ ઉપધાન 'નિ-

૧ હાનિ વૃદ્ધિરૂપ અથવા નવપુરાણાદિ ભાવ. ૨ ગુરૂ લઘુપણું (વય વિગેરેમાં એક બીજાથી ન્હાના મ્હોટાપણું).

निर्जरा कर्मसन्ततिर्बन्धः । (इतिनिजराबन्धतत्त्वे ७--८) बन्धवियोगो मोक्ष-स्त्विति संक्षेपान्नव पदार्थाः ॥३३॥ (इति मोक्षतत्त्वम् ९) एतेष्वध्यवसायो, योऽर्थेषु विनिश्चयेन तत्त्वमिति । सम्यग्दर्शनमेत-त्तु तन्निसर्गादधिगमाद्वा ॥ ३४ ॥ ( इत्युपदेशः )

॥ श्रीप्रशमरतिद्वादशाधिकाररूपं नवतत्त्वप्रकरणं समाप्तम्. ॥

र्जरा' કહેવાયછે, કર્મની સંતતિ તે 'બંધ' અને બંધનો વિયોગ ( સર્વથા અભાવ ) તે 'મોક્ષ.' એ રીતે સંક્ષેપથી નવ પદાર્થો કહ્યા. ( ૩૩ ) આ નવ પદાર્થોને વિષે વિશેષે કરીને નિશ્ચયપૂર્વક આ જ તત્ત્વ એવો જે અધ્યવસાય તે સમ્યગ્દર્શન, એ સમ્યગ્દર્શન સ્વભાવથી અથવા ગુરૂઉપદેશથી થઇ શકેછે. (૩૪)

## ॥ શ્રીનવતત્ત્વ પ્રકરણ શબ્દાર્થઃસંપૂર્ણઃ ॥







## ॥ कविचक्रचक्रवर्त्तिश्रीजयशेखरसूरिविनिर्मितं॥
## ॥ श्रीनवतत्त्वप्रकरणम्. ॥
### ( भाषान्तर समेत ) परिशिष्ट नं. आ. (२)

जीवाऽजीवा पुण्णं, पावासवसंवरो य निज्जरणा। बंधो मुक्खो य तहा, नवतत्ता हुंति नायव्वा ॥ १ ॥ चउदस चउदस बाया-लीसा बासीय हुंति बायाला। सत्तावन्नं बारस, चउ नव भेया कमेणेसिं ॥२॥ सुहुमा बायर बेइं-दिया य तेइंदिया य चउ-रिंदी। असन्नी सन्नी खलु, चोद्दस पज्जत्तपज्जत्ता ॥ ३ ॥ ( इ-न्ति जीवतत्त्वम्) धम्माधम्मागासा, दव्वा देसप्पएस तितिभेया। गइ-ठिइअवगाहगुणा, कालो परिवत्तणारूवो ॥४॥ पूरणगलणसहावो, खंधा देसप्पएसपरमाणू। पुग्गलकाओ चउहा, चउदस भेओ इय

---

શબ્દાર્થ—જીવ, અજીવ. પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બન્ધ અને મોક્ષ એ નવતત્ત્વો ( જેવી રીતે તીર્થંકર દેવે ફરમાવ્યા છે. ) તે સ્વરૂપે જાણવા લાયક છે. ( ૧ ) આ ૯ તત્ત્વોના અનુક્રમે ૧૪, ૧૪, ૪૨, ૮૨, ૪૨, ૫૭, ૧૨, ૪ અને ૯ ભેદો હોય છે. ( ૨ ) સૂક્ષ્મ અને બાદર (એકેન્દ્રિયો) દ્વીન્દ્રિયો, ત્રીન્દ્રિયો, ચતુરિન્દ્રિયો, અસંજ્ઞિ અને સંજ્ઞિ એ ૭ ને પર્યાપ્ત અને અપર્યાપ્તભેદે ગુણવાથી નિશ્ચયે ૧૪ ( જીવ-ભેદો ) થાય. (૩) અનુક્રમે ગતિ, સ્થિતિ, અને અવગાહ ગુણવાળા ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય દ્રવ્ય-દેશ-પ્રદેશ ભેદથી ૩-૩ ભેદવાળા છે, અને પરિવર્તના સ્વરૂપ કાલ એક પ્રકારનો છે (૪) ભરાવું અને વિખરાવું એ સ્વભાવવાળો પુદ્ગલાસ્તિકાય સ્કન્ધ-દેશ-પ્રદેશ-પરમાણુભેદથી

अजीवो ॥ ५ ॥ (इ यजीवतत्त्वम्) सायं सुरनरतिरियाऊ, सुरनराणं गइ य अणुपुव्वी । ओरालविउवाहार–तेअकम्मइग पण देहा ॥ ६ ॥ आइतितगूगुवंगा, पणिंदि सुहवण्णगंधरसफासा । संघयणवज्जरिसहं, समचउरंसं च संठाणं ॥ ७ ॥ तस बायर थिर पत्तेय, पज्जआइज्जसुभगसुभसुसरं । जस तित्थंकर निम्माण, अगुरुलहु-आयवुज्जोयं ॥ ८ ॥ परघा ऊसास सुभखगइ, उच्चं इय पुण्णतत्त बायाला । (इति पुण्यतत्त्वम्) पावंमि मइसुओही–मणपज्जव

૪ પ્રકારે છે. આ રીતે ' અજીવ( તત્વ ) ' ૪ પ્રકારે થયું. ( ૪–૫ ) શાતાવેદનીય, દેવ–નર–તિર્યગાયુ, દેવ–નરગતિ, દેવ–નરાનુપૂર્વી, ઔદારિક, વૈક્રિય, આહારક, તૈસજ અને કાર્મણ એ ૫ શરીર, પ્રથમ ૩ શરીરના ૩ અંગોપાંગ, ૫ ચેન્દ્રિયજાતિ, શુભવર્ણ–ગન્ધ–રસ–સ્પર્શ, વજ્રર્ષભનારાચ સંઘયણ, સમચતુરસ્ર સંસ્થાન, ત્રસ, બાદર, સ્થિર, પ્રત્યેક, પર્યાપ્ત, આદેય, સુભગ, શુભ, સુસ્વર, યશ, તીર્થંકર, નિર્માણ, અગુરૂલઘુ, આતપ, ઉદ્યોત, પરાઘાત, ઉચ્છ્વાસ, શુભવિહાયોગતિ, અને ઉચ્ચગોત્ર આ પ્રમાણે ' પુણ્યતત્વ ' ૪૨ ભેદે છે. ( ૬–૭–૮ ) મતિ–શ્રુત–અવધિ–મનઃપર્યવ–કેવલ એ ૫ જ્ઞાનનાં ૫ આવરણો, ચક્ષુ–અચક્ષુ–અવધિ–કેવલ એ ૪ દર્શનનાં ૪ આવરણો, નિદ્રા, પ્રચલા, નિદ્રાનિદ્રા, પ્રચલાપ્રચલા, સ્ત્યાનર્ધિ, અશાતાવેદનીય, મિથ્યાત્વ, ક્રોધ–માન–માયા અને લોભ એ ૪ ના પ્રત્યેકના અનન્તાનુબન્ધિ–અપ્રત્યાખ્યાન–પ્રત્યાખ્યાનાવરણ–સંજ્વલન એમ ૪–૪ ભેદો હોવાથી ૧૬, પુરૂષ–સ્ત્રી–નપુંસકવેદ, હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય, જુગુંસા, નરકાયુ, નરક–તિર્યગ્ગતિ, એકેન્દ્રિય–દ્વીન્દ્રિય–ત્રીન્દ્રિય ચતુરિન્દ્રિયજાતિ, અવળું ત્રસદશક (સ્થાવરદશક ) અશુભવિહાયોગતિ, અશુભવર્ણાદિ ૪, ઋષભનારાચ, નારાચ, અર્ધનારાચ, કીલિકા, છેવટું સંઘયણો, ન્યગ્રોધ, સાદિ, વામન, કુબ્જ, હુંડક ( સંસ્થાનો ), નીચ ગોત્ર, વીર્ય–દાન–લા-

केवलावरणं ॥ ९ ॥ चक्खू अचक्खू ओही–केवल आवरण निद्द-पयलाओ । निद्दानिद्दा पयला–पयला थीणद्धी अस्सायं ॥ १०॥ मिच्छं कोहो माणो, माया लोभो चउविहा चउरो । अण अपच्चक्खाणा, पच्चक्खाणा य संजलणा ॥ ११ ॥ पुंइत्थीकीववेया, हासरइअरइसोगभयगरिहा । नरयाउ नरयतिरियगइ-णुपुवी इगवितिचउजाई ॥१२॥ तसदसगं वितरीअं, कुखगइ उवघाय असुहवण्णचऊ। रिसहनराय नराय, द्ध कीलि छेवट्ठ संघयणा ॥१३॥ नग्गोह साइ वामण, खुज्जं हुंडं च नीचगुत्तं च । बलदाणलाभभोगो–वभोग विग्घाइ बासीइ ॥ १४ ॥ **(इति पापतत्त्वम्)** सुइनयणघाणजीहा–देहा पंचिंदिया कसायचऊ । वहअलियचोरियाबंभ–परिग्गहा अवया पंच ॥ १५ ॥ मणवयणकायजोगा, तिन्नि किरिया इमाउ पणवीसं । काइय अहिगरणीया, पाओसिय पारितावणिया ॥ १६ ॥ पाणाइवायारंभिय, अपच्चक्खाणमायपरिग्गहिया । मिच्छत्तदिट्ठिपुट्ठिय, पडुच्चसामंतवणिया य ॥ १७ ॥ आणवणिवियारणिया,

---

ભ–ભોગ–ઉપભોગના ૫ અન્તરાયો, એ ૮૨ 'પાપતત્ત્વમાં' છે. (૯ થી ૧૪ ) શ્રોત્ર, ચક્ષુ, નાક, જીભ સ્પર્શન એ ૫ 'ઇન્દ્રિયો,' ૪ કષાય, હિંસા, મૃષા, ચોરી, મૈથુન, પરિગ્રહ એ ૫ 'અવ્રતો,' મન, વચન, કાય એ ૩ 'યોગો,' કાયિકી, અધિકરણિકી, પ્રાદ્વેષિકી, પારિતાપનિકી, પ્રાણાતિપાતિકી, આરંભિકી, અપ્રત્યાખ્યાનિકી, માયાપ્રત્યયિકી, પારિગ્રહિકી, મિથ્યાત્વિકી, દષ્ટિકી, પૃષ્ટિ ( સ્પૃષ્ટિ )કી, પ્રાતિત્યકી, સામન્તોપનિકી, આનાયન ( આજ્ઞાપન ) કી, વિદારણિકી, નૈસૃષ્ટિકી, સ્વાહસ્તિકી, સમુદાયિકી, પ્રાયોગિકી, અનાભોગિકી, અનવકાક્ષા પ્રત્યયિકી, પ્રેમિકી, દ્વેષિકી, ઇર્યાપથિકી આ ૨૫ 'ક્રિયાઓ,' એ રીતે ૪૨ 'આશ્રવ' ભેદો છે ( ૧૫ થી ૧૮ ) સામાયિકાદિ ૫ ચારિત્રો, શીત, ઉષ્ણ, તૃષા, ક્ષુધા દંશ, અચેલ, અરતિ, સ્ત્રી, ચર્યા, શય્યા, નિષદ્યા, યાચના, મલ, વધ, આક્રોશ, રોગ, સત્કાર, તૃણસ્પર્શ, અલાભ, પ્રજ્ઞા,

नेसत्थिसहत्थिसमुदयपओगा । अणभोगअणवकंखा, पिज्जदोसेरियावहिया ॥ १८ ॥ इय आसव बायाला, (इत्याश्रवतत्त्वम् ) सामाइयमाइ पंच चारित्ता । सीउण्हतण्हछुहदंस-चेलरइइत्थीचरियाओ ॥ १९ ॥ सेज्जनिसीहियजायण-मलवहअक्कोसरोगसक्कारा । तणफासा य अलाभा, पन्नाअन्नाणसम्मत्तं ॥ २० ॥ इय बावीस परीसह, जइधम्मो दसह संजमो सच्चं । खमविणयज्जवमुत्ति, तव सोय अकिंचणं बंभं ॥ २१ ॥ अधुवासरणेगत्ता-वरत्त भव असुइ आसवा लोगो । संवरनिज्जरधम्मा, बोही इइ भावणा बार ॥२२॥ पण समिई इरियभासा, एसगआयाणपारिठावणिया । मणमाई तिण्णि गुत्ती, इय संवरभेय सगवन्ना ॥२३॥ (इति संवरतत्त्वम्) अणसणमूणोयरिया, तणुकिलेसरसचायवित्तिसंखेवा । संलीणया इयछहा, बज्झ तवो अंतरो उ इमो ॥ २४ ॥ पायच्छित्तं विणओ, वेयावच्चं तहेव सज्झाओ । झाणं उस्सग्गो विय, निज्जर एवं दुवालसहा ॥ २५ ॥ (इति निर्ज्जरातत्त्वम्) कम्माणं पगइठिई, अणुभागपएस

અજ્ઞાન અને સમ્યક્ત્વ એ ૨૨ ' પરીષહો, ' સંયમ, સત્ય, ક્ષમા, વિનય, આર્જવ, મુક્તિ, તપ, શૌચ, આકિંચન્ય, અને બ્રહ્મચર્ય એ ૧૦ ' યતિ ( સાધુ ) ધર્મ, ' અનિત્ય, અશરણ, એકત્વ, અન્યત્વ, સંસારસ્વભાવ, અશુચિત્વ, આશ્રવ, લોકસ્થિતિ, સંવર, નિર્જરા, ધર્મ, અને બોધિ એરીતે ૧૨ 'ભાવનાઓ,' ઇર્યા-ભાષા -એષણા-આદાન ( નિક્ષેપ )-પરિષ્ઠાપન એ ૫ ' સમિતિ, ' મનોગુપ્તિ વિગેરે ૩ ' ગુપ્તિઓ, ' આ રીતે ' સંવરભેદો ' ૫૭ છે. ( ૧૯ થી ૨૩ ) અનશન, ઊનોદરિકા, કાયક્લેશ, રસત્યાગ, વૃત્તિ સંક્ષેપ, અને સંલીનતા આ ૬ પ્રકારે 'બાહ્યતપ' છે. પ્રાયશ્ચિત્ત, વિનય, વૈયાવચ્ચ, સ્વાધ્યાય, ધ્યાન અને કાયોત્સર્ગ આ ૬ ' અભ્યન્તર તપ ' છે. આ પ્રમાણે ૧૨ ભેદે ' નિર્જરા ' જાણવી. ( ૨૪-૨૫ ) કર્મોનો પ્રકૃતિ-સ્થિતિ-અનુભાગ-પ્રદેશ આ રીતે ૪ પ્રકારે ' બન્ધ ' હોય છે, એનો અર્થ અનુક્રમે

चउविहो बंधो। अत्थो एसिं सहावो, कालप्पमाणं रसो दलियं ॥ २६ ॥ (इति बन्धतत्त्वम्) मोक्खंमि उ संतपयं, दव्वपमाणं च खित्त फुसगा य। कालो अंतर भागो, भाव अप्पबहुयं च नवभेया ॥ २७ ॥ सिद्धा पंचमगइये, खइये नाणंमि दंसणे सम्मे। दुविहुव-ओगे गइया-इसु सेसएसु ते नत्थि ॥ २८ ॥ सिद्धा दव्व अणंता, लोगासंखिज्जभागि तेसिं ठिइ। फुसगा अहिया कालो, साइअणंतो पडुच्चेगं ॥२९॥ नो अंतरं जियाणं, अणंतभागंमि खइय परिणामे। भावेणंतरा थोवा, परंपरासिद्धणंतगुणा ॥३०॥ (इति मोक्षतत्त्वम्)

॥ जयशेखरीयं नवतत्त्वप्रकरणं समासम्. ॥

સ્વભાવ–કાલમાન–રસ–દળસમૂહ છે. ( ૨૬ ) સત્પદપ્રરૂપણા ( વિદ્યમાન મોક્ષપદની ગત્યાદિમાર્ગણાયે વિચારણા ), દ્રવ્યપ્રમાણ, ક્ષેત્ર ( અવગાઢ આકાશ પ્રદેશો ), સ્પર્શના ( અવગાઢ તથા બાહ્ય ), કાલ ( સિદ્ધત્વસ્થિતિ ), અન્તર (પુનઃ સિદ્ધત્વ પ્રાપ્તિનું ), ભાગ ( સર્વ જીવોને કેટલામે ભાગે ), ભાવ ( કયા ભાવમાં ), અલ્પબહુત્વ એ 'મોક્ષતત્ત્વમાં' ૯ ભેદો છે. સિદ્ધ ભગવન્તો પાંચમી ( સિદ્ધિ ) ગતિમા, ક્ષાયિકજ્ઞાન–દર્શન–સમ્યકત્વમાં, બન્ને ( સાકારાનાકાર ) ઉપયોગમાં વર્તે છે શેષ ગત્યાદિ પદોમાં તે નથી. ૧. સિદ્ધ ( જીવ ) દ્રવ્યો અનન્તા છે. ૨. લોકના અસંખ્યાતમા ભાગમા તેઓનું વર્તવું ( ક્ષેત્ર ) છે. ૩. સ્પર્શના ( ક્ષેત્રથી ) અધિક છે ૪. એક સિદ્ધને આશ્રયી કાલ સાદિ અનન્ત છે. ૫. સિદ્ધોને ( સિદ્ધપણામાંથી પડવાનો અભાવ હોવાથી ) આંતરૂં નથી. ૬. સર્વ જીવોને અનન્તમે ભાગે વર્તે છે. ૭. ક્ષાયિક તથા પરિણામિકભાવમાં વર્તે છે. ૮. અનન્તર (સિદ્ધત્વ પ્રથમ સમય વર્તમાન) સિદ્ધો અલ્પ છે. તેથી પરમ્પરા ( સિદ્ધત્વદ્વિતીયાદિ સમય વર્તમાન ) સિદ્ધો અનન્ત ગુણા છે. ૯. ( ૨૭ થી ૩૦ )

॥ શ્રી જયશેખરીય નવતત્ત્વ પ્રકરણ શબ્દાર્થઃ સમાપ્તઃ ॥



॥ श्रीदेवगुप्तसूरिप्रणीतं "नवतत्त्वप्रकरणं" श्रीनवाङ्गीवृत्तिकारश्रीमदभयदेवसूरिरचित "भाष्य" विभूषितम् ॥

( भाषान्तर समेत. ) परिशिष्ट नं. क. (३)

(सू०) सम्मं च मोक्खबीयं, तं पुण भूयत्थसद्दहणरूवं ॥
पसमाइलिंगगम्मं, सुहायपरिणामरूवं तु ॥ १ ॥

(भा०) भूयत्था इह अवितह–भावा जीवादओ जिणाभिहिया। सद्दहणं तु तहरुई, पसमाई पंच लिंगाइं ॥ १ ॥ पसमो संवेगोऽवि य, निव्वेयदया उ तह य अत्थिक्कं। इह पसमो पढमिल्लुय–कसायविसओ मुणेयव्वो ॥ २ ॥ तत्ताइसु दोसाई–विसयं पसमं भणन्ति किल एगे। अन्ने उ उवसमं तं, विसयतिसाकोहकं-

---

સૂત્રાર્થ—સમ્યક્ત્વ એ મોક્ષનું બીજ છે, વળી તે સમ્યક્ત્વ સત્પદાર્થોની શ્રદ્ધારૂપ અને ઉપશમાદિ ( પાંચ ) લક્ષણો-વડે જાણી શકાય એવું તથા શુભ આત્મપરિણામ રૂપ છે. (૧)

ભાષ્યાર્થ—અહિં ભૂતાર્થ એટલે જિનેશ્વરે કહેલા જીવાદિક સત્યસ્વરૂપવાળા પદાર્થો, શ્રદ્ધા એટલે તથાપ્રકારની રૂચિ અને ઉપશમ વિગેરે પાંચ લિંગો (લક્ષણો) છે, (૧) તેમાં ઉપશમ૧, સંવેગ૨, નિર્વેદ૩, દયા૪, અને આસ્તિક્ય૫, (એ ૫ લક્ષણ છે). એમાં 'ઉપશમ' તે પ્હેલા (અનંતાનુબંધિ) કષાય સંબંધિ જાણવો. (૨) વળી કેટલાએક આચાર્યો નિશ્ચયથી ઉપશમને તત્ત્વાદિકમાં દ્વેષાદિ સંબંધિ ( તત્ત્વમા દ્વેષ અને અતત્ત્વમાં રાગ ન કરવો તે ઉપશમ ) કહે છે. અને બીજા કેટલાએક આચાર્યો વિષયની તૃષ્ણા અને ક્રોધની ખર્જના ( ચળ ) ના ઉપશમને ઉપશમ કહે

ढूणं ॥ ३ ॥ गम्मागम्मविवेगं, चिच्चा सव्वत्थ वट्टए जीवो । विसएसु अतित्तप्पा, जीए वसा विसयतिण्हा सा ॥ ४ ॥ सच्चेयरदोसाणं, सवणा अंतो वहिं च जं फुरणं । अवियारिऊण कज्जं, तं लिंगं कोहकंडूए ॥ ५ ॥ संवेगो मोक्खमई, निव्वेओ भवविरत्तया होइ । दुत्थियविसया उ दया, अत्थिक्कं तत्तविसयंति ॥ ६ ॥ भूयत्थसद्दहाणा, अत्थिक्कं नो विसिस्सए जेण । तो कहमेयाण मओ, नणु लिंगीलिंगभावोत्ति? ॥ ७ ॥ आयपरिणामभेओ, सम्मत्तं तस्स होइ कज्जं जं । भूयत्थसद्दहाणं, तो उवयारेण तं वुत्तं ॥ ८ ॥ एवं च सम्मलिंगं, अत्थिक्कं नत्थि ता विरोहोऽत्थ । भूयत्थसद्दहाणंपि, भण्णए जेण आयगुणो ॥९॥ खयउवसमाइएहिं, दंसणमोहस्स

---

છે ૧. (૩) જેના વશથી વિષયમાં અતૃપ્ત સ્વભાવવાળો જીવ ગમ્યાગમ્ય વિવેકનો ત્યાગ કરી સર્વમાં (સ્વપરસ્ત્રિઆદિમાં) પ્રવર્ત્તે તે 'વિષયતૃષ્ણા' કહેવાય. (૪) સત્ય અને અસત્ય દોષોને સાંભળવાથી વિચાર કર્યા વિના અંદરથી ( મનમાં ) અને બહારથી ( વચન કાયામાં ) જે સ્ફુરણા રૂપ કાર્ય થાય તે 'ક્રોધખર્જનાનું' લક્ષણ છે. (૫) 'સંવેગ' એટલે મોક્ષની ઇચ્છા૨. 'નિર્વેદ' એટલે સંસારથી વૈરાગ્ય ભાવ ૩. 'દયા' તે દુઃખી સંબધિ (અનુકમ્પા)૪. અને આસ્તિક્ય તે સત્પદાર્થ સંબધિ ( શ્રદ્ધારૂપ ) છે ૫. (૬) (પ્રશ્ન) જે કારણથી સત્પદાર્થની શ્રદ્ધાથી આસ્તિક્ય ભિન્ન નથી તો શંકા થાય છે કે એ બેમા લિંગી(સાધ્ય) લિંગ(હેતુ) ભાવ કેમ માનેલો છે?. (૭) (ઉત્તર.) જેમાટે સમ્યકત્વ તે આત્મપરિણામનો ભેદ છે, અને સત્પદાર્થ શ્રદ્ધા તેનું કાર્ય છે, માટે (કારણમાં કાર્યના) ઉપચારથી તેને ( સત્પદાર્થ શ્રદ્ધાનને )સમ્યકત્વ કહેલું છે. (૮) એ પ્રમાણે આસ્તિક્ય એ, સમ્યકત્વનુ લિંગ છે. માટે એમાં ( લિંગીલિંગભાવમાં ) વિરોધ નથી. જે કારણથી સત્પદાર્થોની શ્રદ્ધાને પણ આત્મગુણ કહી શકાય છે. (૯) દર્શનમોહની-

जीवपरिणामो । जो होइ सुहसरूवो, सो सम्मत्त विणिद्दिट्ठो ॥१०॥

(सू०) एगविहदुविहतिविहं, चउहा पंचविहदसविहं सम्मं । मोक्खतरुबीयभूयं, संपइराया व धारेज्जा ॥ २ ॥

(भा०) एगविहं सम्मरुई, निस्सग्गभिगमेहिं तं भवे दुविहं । तिविहं तं खइयाई, अहवावि हु कारगाईयं ॥ ११ ॥ सम्मत्तमीसमिच्छत्त-कम्मक्खयओ भणंति तं खइयं १ । मिच्छत्तखओवसमा, खाओवसमं २ ववइसंति ॥ १२ ॥ मिच्छत्तस्स उवसमा, ओवसमं ३ तं भणंति समयण्णू । तं उवसमसेढीए, आइमसम्मत्तलाभे वा ॥ १३ ॥ विहियाणुट्ठाणं पुण, कारगमिह रोयगं तु सद्दहणं । मिच्छद्दिट्ठी दीवइ, जं तत्ते दीवगं तं तु ॥ १४॥

યના ક્ષયોપશમાદિ વડે શુભ સ્વરૂપવાળો જીવનો જે પરિણામ થાય છે તેને સમ્યકત્વ કહ્યું છે. (૧૦)

સૂત્રાર્થ—મોક્ષવૃક્ષના બીજભૂત એક પ્રકારનું, બે પ્રકારનું, ત્રણપ્રકારનું, ચાર પ્રકારનું, પાંચ પ્રકારનું, અને દશ પ્રકારનું સમ્યકત્વ સંપ્રતિ રાજાની પેઠે ધારણ કરવું. (૨)

ભાષ્યાર્થ—સમ્યગ્રુચિ તે ૧ પ્રકારનું, અને 'નૈસર્ગિક' તથા 'અભિગમ' એ ૨ પ્રકારનું સમ્યકત્વ છે. તેમજ 'ક્ષાયિકાદિ' અથવા 'કારક આદિ' ૩ પ્રકારનું સમ્યકત્વ છે. (૧૧) સમ્યકત્વમોહનીય મિશ્રમોહનીય અને મિથ્યાત્વમોહનીયના ક્ષયથી "ક્ષાયિકસમ્યકત્વ" કહેવાય છે. અને મિથ્યાત્વના ક્ષયોપશમથી "ક્ષયોપશમ સમ્યકત્વ" કહેવાય છે.(૧૨)મિથ્યાત્વના ઉપશમથી સર્વજ્ઞો"ઓપશમિકસમ્યકત્વ" કહે છે, ને તે ઉપશમ શ્રેણિમા અથવા પ્રથમ સમ્યકત્વના લાભ વખતે હોય છે. (૧૩) આગમોક્ત અનુષ્ઠાન કરવું તે અહિં 'કારક સમ્યકત્વ." શ્રદ્ધા ( ભાવ ) તે "રોચક સમ્યકત્વ," અને મિથ્યાદૃષ્ટિજીવ જે યથાર્થ તત્ત્વોને પ્રકાશે ( પ્રરૂપે ) છે તેને "દીપકસમ્યકત્વ" કહેવામાં આવે છે. (૧૪) સાસ્વાદન સહિત ક્ષાયિકાદિ ૩

खइयाई सासायण–सहियं तं चउविहं तु विन्नेयं । तं सम्मत्तब्भंसे, मिच्छत्तअपत्तिरूवं तु ॥ १५ ॥ वेययसंजुत्तं पुण, एयं चिय पंचहा विणिद्दिट्ठं । सम्मत्तचरमपोग्गल–वेयणकाले उ तं होइ ॥ १६ ॥ एयं च्चिय पंचविहं, निस्सग्गहिगमभेयओ दसहा । अहवा निस्सग्गरुई, इच्चाइ जमागमे भणियं ॥ १७ ॥

(सू०) जीवाइनवपयत्थे, जो जाणइ तस्स होइ सम्मत्तं ।
भावेण सद्दहंते, अयाणमाणेऽवि सम्मत्तं ॥ ३ ॥

(भा०) अवियाणओ पयत्थे, सद्दहणं तेसु केरिसं होइ ।? तम्हा वित्थरनाणे, सम्मत्तमणुत्तरं होइ ॥१८॥ वित्थरनाणावेक्खं, अन्नाणं

---

સમ્યકત્વ તે ૪ પ્રકારનું સમ્યકત્વ જાણવું. તે "સાસ્વાદન સમ્યકત્વ" સમ્યકત્વથી ભ્રષ્ટ થઇ મિથ્યાત્વને ન પામ્યો હોય એવા (અન્તર) સ્વરૂપવાળું છે. (૧૫) એ ચારનેજ વેદક સહિત કરતાં ૫ પ્રકારનું સમ્યકત્વ કહ્યું છે, તે " વેદક સમ્યકત્વ " સમ્યકત્વમોહનીયનાં છેલ્લાં ( ચરમસમયવર્તી ) પુદ્ગલોના ઉદયકાળમાં હોય છે. (૧૬) એજ પાંચે પ્રકારના સમ્યકત્વને નિસર્ગ અને અધિગમ એમ બે ભેદે ગુણતાં ૧૦ પ્રકાર થાય છે. અથવા જે રીતે આગમમાં કહેલ છે તે રીતે પણ નિસર્ગ રૂચી ઇત્યાદિ ( નિસર્ગ–ઉપદેશ–આજ્ઞા–સૂત્ર–બીજ—અભિગમ–વિસ્તાર–ક્રિયા–સંક્ષેપ—ધર્મરૂચિ એ ) ૧૦ ભેદ થાય છે. (૧૭)

સૂત્રાર્થ—જે જીવ જીવાદિક ૯ પદાર્થો જાણે તેને સમ્યકત્વ હોય છે, અને ભાવથી શ્રધ્ધા હોતે છતે ( ૯ પદાર્થો ) ન જાણ્યા હોય તોપણ સમ્યકત્વ હોય છે. (૩)

ભાષ્યાર્થ—(પ્રશ્ન) પદાર્થ નહિં જાણનાર જીવને તે પદાર્થોમાં શ્રધ્ધા કેવી રીતે હોય ? માટે વિસ્તૃત જ્ઞાનમાં સમ્યકત્વ શ્રેષ્ઠ હોય છે. (૧૮) (ઉત્તર) અહિં વિસ્તાર જ્ઞાનની અપેક્ષાયે અજ્ઞાન (બોધ રહિતપણું ) હોય છે. એમ જાણવું, તે કારણથી શ્રધ્ધા કરતા

एत्थ होइ दट्ठवं । तेणेह सद्दहंते, अय णमाणेऽवि सम्मत्तं ॥ १९ ॥ एत्तोच्चिय निद्दिट्ठा, मासतुसप्पभिइओ सुदिट्ठित्ति । एत्तोच्चिय चारित्ती, एत्तोच्चिय सिद्धगामित्ति ॥ २० ॥

(सू०) जीवाजीवा पुन्नं, पावासवसंवरो य निज्जरणं ।
बन्धो मुक्खो य तहा, नवतत्ता होंति नायव्वा ॥ ४ ॥
सुहुमा बायरबेइंदिया य तेइंदिया य चउरिंदी ।
अस्सन्नी सन्नी खलु, चोद्दस पज्जत्तपज्जत्ता ॥ ५ ॥

(भा०) इह सुहुमनामकम्मोदएण एगिंदिया उ सुहुमत्ति । बायरनामुदएणं; ते चेव य बायरा होंति ॥ २१ ॥ ते पुण पंचवियप्पा, पुढवाईभेयओ मुणेयव्वा । पंचिंदिया उ दुविहा; अस्सन्नी सन्नीणो तह य ॥ २२ ॥ सण्णा मणविण्णाणं, जेसिं सा अत्थि ते उ सण्णित्ति

---

એવા અજાણુ જીવોને પણ સમ્યકત્વ હોય. (૧૯) એ કારણુથીજ "માસતુષ" વિગેરે મુનિઓ સમ્યગ્દષ્ટિ, એ હેતુથીજ ચારિત્રી, અને એ હેતુથીજ મોક્ષગામી કહ્યા છે. (૨૦)

સૂત્રાર્થ—જીવ-અજીવ-પુણ્ય-પાપ-આશ્રવ-સંવર-નિર્જરા-બંધ-અને મોક્ષ એ ૯ તત્ત્વો જાણુવા યોગ્ય છે (૪) સૂક્ષ્મ એકેન્દ્રિય, બાદર એકેન્દ્રિય, દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય, અસંજ્ઞિપંચેન્દ્રિય અને સંજ્ઞિપંચેન્દ્રિય; એ ૭ ને પર્યાપ્ત અને અપર્યાપ્ત ભેદે ગુણુતાં નિશ્ચય ૧૪ ભેદ થાય. (૫) (૪ થી ગાથાનું ભાષ્ય નથી.)

ભાષ્યાર્થ—અહિં સૂક્ષ્મ નામ કર્મોદયવડે એકેન્દ્રિયજીવો 'સૂક્ષ્મ' એમ કહેવાય છે, અને તેજ ( એકેન્દ્રિયો ) બાદર નામ કર્મના ઉદય વડે 'બાદર' હોય છે. ( ૨૧ ) વળી તે એકેન્દ્રિયો પૃથ્વી આદિ ભેદે ૫ પ્રકારના છે, અને પંચેન્દ્રિય જીવો સંજ્ઞિ અને અસંજ્ઞિ એમ ૨ પ્રકારના છે, ( ૨૨ ) સંજ્ઞા એટલે મનોવિજ્ઞાન તે જેઓને છે તે જીવો સંજ્ઞિ કહેવાય.

। ते उ उववायगब्भय–भेइल्ला गइचउक्कंमि ॥ २३ ॥ अस्सन्निणो उ इयरे, ते पुण संमुच्छिमच्चिय हवंति । माणुसतिरियगईसुं, ते हुंती न उण अन्नत्थ ॥ २४ ॥ पज्जत्तनामकम्मो–दएण पज्जत्तया मुणेयव्वा । इयरा इयरुदएणं, पज्जत्तिओ उ छच्चेव ॥ २५ ॥ आहारसरीरिन्दिय–पज्जत्ती आणपाणभासमणे । तत्थाइल्ला चउरो, हवंति एगिंदियाणं तु ॥ २६॥ विगलिंदियाण अस्स–न्निणं च ताओ हवंति पंचेव । पंचिंदियसन्नीणं, पज्जत्तिओ छ उ हवंति ॥२७॥ आहाराइग्गहणे, जा सत्ती तं भणंति पज्जत्तिं । विवरीयमपज्जत्तिं आइतिए नत्थऽपज्जत्ती ॥ २८ ॥ सुहुमाईण पयाणं, सत्तण्ह दुगुणणेण उ हवंति । पज्जत्तापज्जत्तय–भेएहिं चउदसट्ठाणा ॥ २९ ॥

વળી તે સંજ્ઞિ જીવો ઔપપાતિક અને ગર્ભજ એ ૨ ભેદવાળા છે, અને ચારે ગતિમાં છે. (૨૩) તેથી બીજા તે અસંજ્ઞિ છે. અને તે સંમૂર્છિમજ હોય છે. મનુષ્ય અને તિર્યંચગતિમાંજ તે ( અસંજ્ઞિ) હોય છે, બીજી ગતિમાં હોતા નથી. (૨૪) પર્યાપ્ત નામ કર્મના ઉદય વડે 'પર્યાપ્તા' અને અપર્યાપ્ત નામ કર્મના ઉદયવડે 'અપર્યાપ્તા' કહેવાય. પર્યાપ્તિઓ ૬ જ છે. (૨૫) આહાર પર્યાપ્તિ, શરીર પર્યાપ્તિ; ઇન્દ્રિયપર્યાપ્તિ; ઉચ્છ્વાસપર્યાપ્તિ, ભાષાપર્યાપ્તિ, મન:પર્યાપ્તિ, ત્યાં એકેન્દ્રિય જીવોને પ્રથમની ચાર પર્યાપ્તિઓ હોય છે. (૨૬) વિકલેન્દ્રિયોને અને અસંજ્ઞિ પંચેન્દ્રિયોને ૫ પર્યાપ્તિઓ છે, અને સંજ્ઞિપંચેન્દ્રિયને ૬ પર્યાપ્તિઓ હોય છે. ( ૨૭ ) આહાર વિગેરે ગ્રહણ કરવામાં ( જીવની ) જે શક્તિ તે 'પર્યાપ્તિ' કહેવાય છે, એથી વિપરીતને 'અપર્યાપ્તિ' કહે છે, ( પરન્તુ ) પ્રથમની ૩ પર્યાપ્તિઓમાં અપર્યાપ્તિપણું નથી ( ૨૮ ) સૂક્ષ્મ એકેન્દ્રિયાદિ ૭ પદોને ( જીવોને ) પર્યાપ્ત અને અપર્યાપ્તભેદવડે બમણા કરવાથી ( જીવના ) ૧૪ ભેદ થાય છે. (૨૯ )

(सू०) धम्माधम्मागासा, तियतिय भेया तहेव अद्धा य ।
खंधा देसपएसा, परमाणु अजीव चउदसहा ॥ ६ ॥

(भा०) जीवाण पुग्गलाण य, गइपरिणइसंमुहाण गइहेऊ । जलमिव मच्छाण तहा, अस्संखपएसपरिमाणं ॥ ३० ॥ लोगदव्वं जं तं, नेयं धम्मत्थिकायसन्नाए । देसो पुण तस्सेव य विवक्खया होइ अद्धाई ॥ ३१ ॥ तस्सेव निव्विभागो, भागो इह भन्नए पएसोत्ति । एवमधम्मागास–त्थिकायदव्वेसु तियतियगं ॥ ३२ ॥ नवरं अधम्मदव्वं, ठिईउवट्ठंभकारणं भणियं । आगासं पुण ओगा–हदाणलिंगं मुणेयव्वं ॥ ३३ ॥ अद्धासमओ एगो, जमतीताणागया अ-

સૂત્રાર્થ—ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય ( એ ત્રણેના ) ત્રણ ત્રણ ભેદ, તેમજ કાલ ( નો ૧ ભેદ ) તથા ( પુદ્ગલના ) સ્કંધ–દેશ–પ્રદેશ–ને પરમાણુ (એ ચાર ભેદ સહિત ) અજીવના ૧૪ ભેદ છે. ( ૬ )

ભાષ્યાર્થ–મત્સ્યોને જેમ જળ તેમ ગતિપરિણામને સન્મુખ થએલા જીવ અને પુદ્ગલોને ગતિમા કારણભૂત, અસંખ્ય પ્રદેશ પ્રમાણવાળું અને લોકમા વ્યાપીને રહેલું જે દ્રવ્ય તે 'ધર્માસ્તિકાય' નામનું દ્રવ્ય જાણવું, અને તે દ્રવ્યનોજ વિવક્ષા વડે જે અર્ધાદિક (ભાગ) તે "દેશ" કહેવાય. ( ૩૦—૩૧ ) તથા તે દ્રવ્યનોજ નિર્વિભાગ ભાગ તે અહિં "પ્રદેશ" એમ કહેવાય છે, એ પ્રમાણે અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય દ્રવ્યમા પણ ત્રણ ત્રણ ભેદ જાણવા. ( ૩૨ ) પરન્તુ વિશેષ એ છે કે અધર્માસ્તિકાય દ્રવ્યને સ્થિતિઉપષ્ટંભના કારણવાળું કહ્યુ છે, અને આકાશને અવગાહનાદાન લક્ષણવાળું કહ્યું છે. ( ૩૩ ) કાળનો ૧ સમય ( તે જ કાળનો ૧ ભેદ ) છે, કારણકે અનંત અતીત સમયોનો નાશ થયો છે, અને ભવિષ્યના અનંત સમયોની ઉત્પત્તિ થઈ નથી માટે તે ( બે કાળના અનંત સમય ) વિદ્યમાન નથી,

णंताविं । नासाणुप्पत्तीओ, न संति संतोऽत्थ पडुपन्नो ॥ ३४ ॥ दुपदेसाइअणंत–प्पएसियंता उ पोग्गला खंधा । तेसिं चिय सविभागा, भागा देसत्ति नायव्वा ॥ ३५ ॥ ते चेव निव्विभागा, होंति पएसत्ति पुग्गला जे उ । खंधपरिणामरहिया, ते परमाणुत्ति निद्दिट्ठा ॥ ३६ ॥

(सू०) सायं उच्चागोयं, सत्तत्तीसं तु नामपगईओ ।
तिन्नि य आऊणि तहा, बायालं पुन्नपगईओ ॥ ७ ॥

(भा०) सत्तत्तीसं नामस्स, पयईओ पुन्नमाहु (हु) ता य इमा । मणुयगइ तयणुपुव्वी, देवगई तयणुपुव्वी य ॥ ३७ ॥ पंचिंदियजाई तह, देहाणं पंचयं च ते य इमे । ओरालियवेउव्विय–आहारयते-

અને અહિં તો વિદ્યમાનકાળ અંગીકાર કર્યો છે. ( ૩૪ ) દ્વિપ્રદેશાદિથી અનંતપ્રદેશી સુધીના પુદ્ગલો "સ્કંધ" છે, અને તેઓના સવિભાગ ભાગો તે "દેશ" જાણવા. (૩૫) અને નિર્વિભાગ ભાગરૂપ જે પુદ્ગલો તેજ "પ્રદેશ" કહેવાય, તથા સ્કંધપરિણામથી રહિત પુદ્ગલો તે "પરમાણુ" એમ કહેલ છે. (૩૬)

સૂત્રાર્થ—શાતાવેદનીય, ઉચ્ચગોત્ર, નામની ૩૭ પ્રકૃતિઓ, અને ૩ આયુષ્ય, એ ૪૨ પુણ્ય પ્રકૃતિઓ છે. ( ૭ )

ભાષ્યાર્થ—નામની ૩૭ પ્રકૃતિઓ પુણ્યરૂપ કહી છે. તે પ્રકૃતિઓ આ પ્રમાણે છે. ૧ મનુષ્યગતિ, ૨ મનુષ્યાનુપૂર્વી, ૩ દેવગતિ, ૪ દેવાનુપૂર્વી, ૫ પંચેન્દ્રિયજાતિ, ૧૦પાંચ શરીર, તે આ પ્રમાણે, ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ અને કાર્મણ.૧૩ પહેલા ત્રણ શરીરનાં ત્રણ અંગોપાંગ, ૧૪ પહેલું સંઘયણ, ૧૫ સમચતુરસ્ર સંસ્થાન, ૧૬ શુભવર્ણ, ૧૭ શુભરસ, ૧૮ શુભગંધ, ૧૯ શુભસ્પર્શ, ૨૦ અગુરૂલઘુ, ૨૧ પરાઘાત, ૨૨ ઉચ્છ્વાસ ૨૩ આતપ, ૨૪ ઉદ્યોત, ૨૫ પ્રશસ્તવિહાયોગતિ, ૩૫ ત્રસાદિ દશ અને ૩૬ નિર્માણ ( ૩૭ થી ૪૦ ) ત્રસ, બાદર, પર્યાપ્ત, પ્ર-

यकम्मइगा ॥ ३८ ॥ अंगोवंगा तिन्नेव, आइमा आइमं च संघयणं । समचउरंसं अणहा, वन्नरसा गंधफासा य ॥ ३९ ॥ अगुरुलहु पराघायं, उस्सासं आयवं च उज्जोयं । सुपसत्था विहगगई, तसाइदसगं च निम्माणं ॥ ४० ॥ तसवायरपज्जत्तं, पत्तेयथिरं सुभं च सुभगं च । सूसर आएज्जजसं, तसाइदसगं इमं होइ ॥ ४१ ॥ तित्थयरेणं सहिया, सत्तत्तीसं तु नामपयईओ । तिण्णि य आऊणि-त्तिय, सुरनरतिरियाउभेएण ॥ ४२ ॥

(सू०) नाणंतरायदसगं, दंसणनव मोहपयइछव्वीसं ।
नामस्स चउत्तीसं, तिह्न एक्केक पावाओ ॥ ८ ॥

(भा०) मइसुयओहीमणप–ज्जवाण तह केवलस्स आवरणा । नाणावरणं कम्मं, पञ्चविहं होइ एवं तु ॥ ४३ ॥ जं दाणलाभभोगो–वभोगविरियाण विग्घसंजणगं । तेणंतरायकम्मं, पंचविहं वन्नियं

---

त्येक, स्थिर, शुભ, સૌભાગ્ય, સુસ્વર, આદેય, યશ, એ ત્રસાદિ દશ પ્રકૃતિઓ છે. ( ૪૧ ) ( પૂર્વોક્ત ૩૬ ) તિર્થંકર સહિત ૩૭ નામ પ્રકૃતિઓ છે. ત્રણ આયુષ્ય તે દેવાયુ, નરાયુ, અને તિર્યગાયુના ભેદે છે. ( શાતાવે૦ ઉચ્ચૈર્ગો૦સાથે ૪૨ ) ( ૪૨ )

સૂત્રાર્થ—જ્ઞાનાવરણ અને અન્તરાય મલીને ૧૦. દર્શનાવરણ ૯, મોહનીયપ્રકૃતિ ૨૬, નામકર્મની ૩૪, અને શેષ ૩ કર્મની એકેક પ્રકૃતિ તે ૮૨ પાપ પ્રકૃતિઓ છે. ( ૮ )

ભાષ્યાર્થ—મત્યાવરણ, શ્રુતાવરણ, અવધ્યાવરણ, મન.પર્યવાવરણ તેમજ કેવલાવરણ એ પ્રમાણે જ્ઞાનાવરણકર્મ ૫ પ્રકારનું છે. ( ૪૩ ) જે કારણથી ( અન્તરાયકર્મ ) દાન–લાભ–ભોગ–ઉપભોગ અને વીર્યને વિઘ્ન ( અન્તરાય ) કરનાર છે. તે કારણથી સિદ્ધાન્તમાં અન્તરાયકર્મ ૫ પ્રકારનું કહ્યું છે ( ૪૪ ) ચક્ષુ–અચક્ષુ–અવધિ અને કેવળદર્શનાવરણ એ ૪ આવરણો અને ૫ નિદ્રા તે દર્શનોપયોગને અન્તરાય ( આવરણ ) કરવામાં

समए ॥४४॥ चक्खुअचक्खूओही–वरकेवलदंसणाण आवरणा। चउरो पंच य निद्दा, दंसणउवओगविग्घत्था ॥ ४५ ॥ निद्दा निद्दानिद्दा, पयला अन्ना उ पयलपयलत्ति। थीणद्धी य तदेवं, दंसणवरणं भवे नवहा ॥ ४६ ॥ मिच्छत्तमोहणीयं, सोलसभेयं कसायमोहणीयं। कोहाईण चउह्णं–ऽणंताइचउविहत्तेण ॥४७॥ इत्थीपुरिसनपुंसग–वेया हासो रई य अरई य। सोगो भयदुगुंच्छत्ति, नवविहं इयरमोहणीयं ॥ ४८ ॥ मोह छवीसा एसा। एसा पुण होइ ना-

---

કારણરૂપ છે. ( ૪૫ ) નિદ્રા–નિદ્રાનિદ્રા–પ્રચલા–પ્રચલાપ્રચલા અને સ્ત્યાનર્દ્ધિ એ પ્રમાણે તે દર્શનાવરણકર્મ ( પ્રથમ કહેલા ચાર આવરણસહિત ) ૯ પ્રકારે છે. ( ૪૬ ) મિથ્યાત્વમોહનીય ૧, ક્રોધાદિ ચારના અનંતાનુબંધ્યાદિ ( અનન્તાનુબન્ધી ૧, અપ્રત્યાખ્યાનાવરણ ૨, પ્રત્યાખ્યાનાવરણ ૩, સંજવલન ૪, ) ચાર ચાર ભેદ કરવાથી ૧૬ પ્રકારનું કષાય મોહનીય, સ્ત્રીવેદ, પુરૂષવેદ, નપુંસકવેદ, હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય અને કુત્સા એ રીતે ૯ પ્રકારનું નોકષાયમોહનીય. ( ૪૭–૪૮ ) એ ૨૬ મોહપ્રકૃતિઓ છે. વળી નામની ૩૪ પ્રકૃતિઓ આ પ્રમાણે છે. ૧ નરકગતિ, ૨ તિર્યંચગતિ, વળી એનીજ ૪ બે આનુપૂર્વી ( નરકાનુપૂર્વી, તિર્યગાનુપૂર્વી, ) ૮ એકેન્દ્રિયાદિ જાતિ ચાર (એકેન્દ્રિયજાતિ, દ્વીન્દ્રિયજાતિ, ત્રીન્દ્રિયજાતિ, ચતુરિન્દ્રિયજાતિ,) ૧૩ દ્વિતીયાદિ ( વજ્રર્ષભનારાચ શીવાયના ઋષભનારાચ, નારાચ, અર્ધનારાચ, કીલિકા, છેવઠ્ઠુ, ) પાંચ સંઘયણ, એ પ્રમાણે ૧૮ ( સમચતુરસ્રવિનાના ન્યગ્રોધ, સાદિ, વામન, કુબ્જ, હુંડક, ) સંસ્થાન પણ પાંચ, ૨૨ અશુભવર્ણાદિચાર, ૨૩ ઉપઘાત, ૨૪ અશુભ વિહાયોગતિ, ૨૫ સ્થાવર, ૨૬ સૂક્ષ્મ, તથા ૨૭ અપર્યાપ્ત, ૨૮ સાધારણ, ૨૯ અસ્થિર, ૩૦ અશુભ, ૩૧ દૌર્ભાગ્ય, ૩૨ દુ:સ્વર, ૩૩ અનાદેય, તેમજ ૩૪ અયશ:કીર્તિ. તથા ત્રણ કર્મના એકેક એમ કહ્યું તેનો અર્થ એ છે કે ગોત્ર–આયુ અને

मचउतीसा । नरयगई तिरियगई, एसिं चिय आणुपुव्विदुगं ॥ ४९ ॥ एगिंदियाइजाई, चउरो बीयाइपंचसंघयणा । एवं संठाणाविय, वण्णाइचउक्कमपसत्थं ॥ ५० ॥ उवघायकुविहयगई, थावरसुहुमं तहा अपज्जत्तं । साहारणाथिरासुभ-मसुभगदूसरअणाएज्जं ॥५१॥ अज्जसकित्तो य तहा, तिह्न एक्केक्कियत्ति अयमत्थो । गोयाउवेयणिज्जाण, पावमेक्केक्किया पयडी ॥५२॥ नीयं गोत्तं नरया-उयं च अस्सायवेयणिज्जंति । एया सव्वा मिलिया, बासीई पावपगईओ ॥ ५३ ॥

(सू०) इंदियकसायअव्वय-किरिया पणचउरपंचपणवीसा ! जोगा तिण्णेव भवे, बायालं आसवो होइ ॥ ९ ॥

(भा०) फासणरसणाघाणं, चक्खू सोयंत्ति इंदिया पंच । कोहो माणो माया, लोभो चउरो कसायत्ति ॥ ५४ ॥ पाणवहमुसावाया, चोरत्तं मेहुणं परिगहो य । एयाइँ अव्वयाइं, पंच उ किरिया उ पणवीसं ॥ ५५ ॥ काइयकिरिया अहिगर-णिया य पाओसियाऽवरा किरिया ॥ पारित्तावणियाऽविय, पाणाईवायकिरिया य ॥५६॥ आरंभिया य पारि-ग्गहिया तह मायवत्तिया किरिया । मिच्छादंस-

वेदनीयनी એકેક પ્રકૃતિ પાપરૂપ છે. ( ૪૯ થી ૫૨ ) (તેનાં નામ ) નીચ ગોત્ર, નરકાયુષ્ય, અને અશાતાવેદનીય. એ પ્રમાણે એ સર્વ મળીને ૮૨ પાપપ્રકૃતિઓ છે. ( ૫૩ )

સૂત્રાર્થ—૫ ઇન્દ્રિય, ૪ કષાય, ૫ અવ્રત, ૨૫ ક્રિયા, અને ૩ યોગ એ રીતે ૪૨ પ્રકારનો આશ્રવ છે. ( ૯ )

ભાષ્યાર્થ—સ્પર્શન, રસના, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત્ર એ ૫ ઇન્દ્રિયો છે. અને ક્રોધ-માન-માયા-લોભ એ ૪ કષાય છે. ( ૫૪ ) જીવહિંસા, મૃષાવાદ, ચોરી, મૈથુન અને પરિગ્રહ એ ૫ અવ્રત છે, વળી ૨૫ ક્રિયાઓ છે તે આ પ્રમાણે (૫૫) ૧ કાયિકી ક્રિયા, ૨ અધિકરણિકી, અને ૩ પ્રાદ્વેષિકીક્રિયા તથા ૪ પારિતાપનિકી અને ૫ પ્રાણાતિપાતિકી ક્રિયા. ( ૫૬ ) ૬ આરંભિ-

णवत्तिय, अपच्चक्खाणकिरिया य ॥ ५७ ॥ अन्ना य दिट्ठिया पुट्ठिया य पाडुच्चिया य किरियत्ति । सामंतोवनिवाया, नेसत्थि य तह य साहत्थी ॥ ५८ ॥ आणवणवियारणिया, अणभोगा अणवकंखपच्चइया । अन्नापयोगकिरिया, अवरा समुदाणकिरिया य ॥ ५९ ॥ तह पेज्जवत्तिया दो–सवत्तिया ईरियावही किरिया । एया उ पंचवीसइ–किरिया अत्थो य सिं एसो ॥ ६० ॥ अणुवरयकाइया अणु–वउत्तकायत्ति काइया दुविहा । एक्का य अविरयस्सा, वीयाणुवउत्तसाहुस्स ॥ ६१ ॥ संजोयणनिव्वत्तण–भेया अहिगरणिया हवइ किरिया । निव्वत्तणमसिमाइसु, जोयणमसिमुट्ठिमाईणं ॥ ६२ ॥

---

કી, ૭ પારિગ્રહિકી, તથા ૮ માયાપ્રત્યયિકી ક્રિયા, તથા ૯ મિથ્યાદર્શન પ્રત્યયિકી અને ૧૦ અપ્રત્યાખ્યાનિકી ક્રિયા (૫૭) વળી બીજી ૧૧ દૃષ્ટિકી, ૧૨ સ્પૃષ્ટિકી અને ૧૩ પ્રાતિત્યકી ક્રિયા, તથા ૧૪ સામંતોપનિપાતિકી, ૧૫ નૈસૃષ્ટિકી અને ૧૬ સ્વહસ્તિકી ક્રિયા. ( ૫૮ ) ૧૭ આજ્ઞાપનિકી, ૧૮ વિદારણિકી, ૧૯ અનાભોગિકી, ૨૦ અનવકાંક્ષા પ્રત્યયિકી તથા બીજી ૨૧ પ્રાયોગિકીક્રિયા, તથા બીજી ૨૨ સામુદાનિકી ક્રિયા. ( ૫૯ ) તથા ૨૩ પ્રેમપ્રત્યયિકી, ૨૪ દ્વેષપ્રત્યયિકી, અને ૨૫ ઈર્યાપથિકી ક્રિયા. એ ૨૫ ક્રિયાઓ છે તેનો અર્થ આ પ્રમાણે છે. (૬૦) 'અનુપરતકાયિકી' અને 'અનુપયુક્તકાયિકી' એ પ્રમાણે "કાયિકી" ક્રિયા ૨ પ્રકારની છે, તેમાં એક ( પહેલી ) ક્રિયા અવિરતને અને બીજી ઉપયોગરહિત ( પ્રમત્ત ) સાધુને હોય છે ( પહેલી ) ૧ ( ૬૧ ) 'સંયોજન' અને 'નિર્વર્ત્તન' ભેદવડે "અધિકરણિકી" ક્રિયા ( બે પ્રકારની ) છે. ત્યાં 'નિર્વર્ત્તન' તે ખડ્ગવિગેરેનું બનાવવું, અને 'સંયોજન' તે ખડ્ગની મૂઠ વિગેરેનું જોડવું. ૨ ( ૬૨ ) જીવ અને અજીવ ઉપર પ્રદ્વેષ કરવો તે ( બે પ્રકારની ) "પ્રાદ્વેષિકી" ક્રિયા

जीवे व अजीवे वा, पओसकरणं तु होइ पाउसिया। परहत्थनिय-यहत्थेहिं, ताडणं पारितावणिया ॥ ६३ ॥ परहत्थनिययहत्थेहि, मारणं पाणवाइया किरिया। जीवेयरविसया पुण, किरिया आरंभिया होइ ॥ ६४ ॥ एवं पारिग्गहिया, मायाहेऊ य मायवत्तीया। मिच्छादंसणकिरिया, मिच्छत्तनिमित्तओ जोगो ॥ ६५ ॥ जीवेयरविसयाए, अनिवित्तीए जओ उ वावारो। अस्संजयस्स सा उण, अप्पच्चक्खाणकिरियत्ति ॥ ६६ ॥ दिठ्ठियकिरिया नेया, अस्सरहाईण जीवजीवाणं। जं दंसणत्थगमणं, पुच्छा पुण पुठ्ठिया होइ ॥ ६७ ॥ अहवावि फरिसणं पु–ठ्ठियत्ति रागेण जीवजीवाणं।

---

३, अने परहस्ते तथा स्वहस्ते ताडना करवी ते (बे प्रकारनी) "पारितापनिकी" क्रिया. ४ (६३) परहाथे तथा पोताने हाथे मारवुं ते (बे प्रकारनी) "प्राणातिपातिकी" क्रिया, ५ अने जीव तथा अजीव संबंधि (बे प्रकारनी) "आरंभिकी" क्रिया छे. ६ (६४) "पारिग्रहिकी" क्रिया पण ए प्रमाणे (जीव अजीव सिद्द बे प्रकारनी) छे. ७. माया जेमां कारणरूप छे ते "मायाप्रत्यचिकी" क्रिया, ८ अने मिथ्यात्व हेतुवाळो व्यापार ते "मिथ्यादर्शन" क्रिया छे. ९ (६५) वळी जीव अने अजीव संबंधि विरति रहितपणे अविरतजीवनो जे व्यापार ते (बे प्रकारनी) "अप्रत्याख्यानिकी" क्रिया छे. १० (६६) अश्वादि जीवने अने रथ विगेरे अजीवने देखवा माटे जे जवुं ते "दृष्टिकी" क्रिया (बे प्रकारनी) छे. ११ अने प्रश्न करवारूप "पृष्टिकी" क्रिया (१ प्रकारनी) छे. १२ (६७) अथवा (पृष्टिकीने बदले) स्पृष्टिकी एटले रागवडे जीव अने अजीवने स्पर्श करवो (एम बीजो अर्थ छे.) १२ तथा जे जीव अने अजीव आश्रयि जे कर्मबंध थाय ते (बे प्रकारे)

एए चेव पडुच्चा, जो बन्धो सा उ पाडुचिया ॥ ६८ ॥ नियगे जीवेऽजीवे, समंतओ एन्च थुव्वयजणेहिं । थुव्वंते जा तुट्ठी, सा पुण सामंतुवनिवाया ॥ ६९ ॥ जीवाण अजीवाण य, जंतेहिं निसिरणं तु नेसत्थी । साहत्थिया उ तालइ, जं जीवाइं सहत्थेहिं ॥ ७० ॥ जीवस्स अजीवस्स व, परेण आणावणं तु आणवणी । जीवाजीवाण विया–रणं तु वेयारणी किरिया ॥ ७१ ॥ आयाणं निक्खेवं व, कुणइ उवहीए जं अणाभोगा । अणभोगवत्तिया सा, किरिया समयंमि निद्दिट्ठा ॥ ७२ ॥ इह लोए परलोए, जाइँ विरुद्धाइँ ताइँ सेवेइ । जो तस्स अणवकंखा–पच्चयकिरिया विणिद्दिट्ठा ॥ ७३ ॥ मणवइकायपओगा, सावज्जा जे पओगकिरिया सा । अट्ठ-

"प्रातित्यकी" क्रिया छे. १३ ( ६८ ) वळी पोताना जीव पदार्थ अने अजीव पदार्थनी चारे बाजुथी आवीने स्तुति करनार लोकवडे स्तुति थतां जे प्रमोद थाय ते (बे प्रकारनी) " सामंतोपनिपातिकी " क्रिया छे. १४ ( ६९ ) यंत्रोवडे जीव अने अजीवनुं निसर्जन करवुं ( काढवुं–फेंकवुं ) ते ( बे प्रकारनी ) " नैसृष्टिकी " क्रियां, १५. अने जे जीवादिकने पोताने हाथे ताडना करवी ते ( बे प्रकारनी ) " स्वहस्तिकी " क्रिया. १६ ( ७० ) बीजानी पासे जीव अने अजीव पदार्थ मंगाववा ते ( बे प्रकारनी ) " आनयनिकी " क्रिया, १७. अने जीव तथा अजीवने विदारवारूप ( बे प्रकारनी ) " वैदारणिकी " क्रिया १८ ( ७१ ) उपयोग रहितपणे उपधिनुं ग्रहण–निक्षेप करवुं तेने सिद्धान्तमां " अनाभोग प्रत्ययिकी " क्रिया कही छे. १९ ( ७२ ) आ लोक अने परलोकमां जे विरुद्ध तेने जे जीव आचरे ते जीवने " अनवकांक्षा प्रत्ययिकी " क्रिया कही छे २० ( ७३ ) मन वचन कायाना जे सावद्यव्यापारो ते " प्रयोग " क्रिया, २१. अने

विहकम्मपोग्गल–गहणं समुदाणकिरिया उ ॥ ७४ ॥ मायालोभकसाए, उ निस्सिया पेमवत्तिया नाम । अहवावि रागजणयं, वयणं सा वाहरंतस्स ॥ ७५ ॥ अप्पस्स वा परस्स व, कोहं माणं व जं उदीरेइ । सा दोसवत्तिया नाम, एत्थ किरिया विणिद्दिठा ॥ ७६ ॥ इरियावहिया किरिया, जो केवलजोगपच्चओ बंधो । सो य सजोगिजिणाणं, छउमत्थजिणाण वा होज्जा ॥ ७७ ॥ मणवायाकायाणं, भेएणं हुंति तिन्नि जोगा उ । जोगो पुण वावारो, बायालीसासवो एवं ॥ ७८ ॥ एसि अंतब्भावो, परोप्परं होइ उ कहिंचि । तहवि विसेसणभेया, भेओ सिं भावियव्वोत्ति । ७९ ॥ कम्मस्स बंधहेऊ, इहासवो संवरो य विवरीओ । सो पुण समिइपभिइओ, निद्दिट्ठो समयकेऊहिं ॥ ८० ॥

---

આઠ કર્મના પુદ્ગલોનું ગ્રહણ તે " સમુદાન " ક્રિયા છે. ૨૨ ( ૭૪ ) માયા અને લોભ કષાયને આશ્રિત એવી " પ્રેમ પ્રત્યયિકી " ક્રિયા છે, અથવા રાગ ઉપજાવનારૂં વચન બોલતા તે પ્રેમપ્રત્યયિકી ક્રિયા હોય છે. ૨૩ ( ૭૫ ) પોતાને અને પરને જે ક્રોધ તથા માનની ઉદીરણા કરે તે અહિં " દ્વેષપ્રત્યયિકી " ક્રિયા કહેલી છે. ૨૪ ( ૭૬ ) જે કર્મબંધ કેવળયોગ પ્રત્યયિક છે તે " ઇર્યાપથિકી " ક્રિયા છે. ૨૫ એ કર્મબંધ સયોગીકેવળીને અથવા છદ્મસ્થ વીતરાગને ( ૧૧–૧૨ મા ગુણ સ્થાનીને ) હોય છે. ( ૭૭ ) મન વચન અને કાયાના ભેદે ૩ યોગ છે અને " યોગ " તે વ્યાપાર કહેવાય. એ રીતે આશ્રવ ૪૨ પ્રકારનો છે (૭૮) એ ( ઇન્દ્રિયાદિ ) આશ્રવભેદોનો કથંચિત્ પરસ્પર જોકે અન્તર્ભાવ થાય છે તોપણ વિશેષણભેદે એ ભેદોમા ભિન્નતા વિચારવી ( ૭૯ ) અહિં કર્મના બંધહેતુ તે આશ્રવ અને તેથી વિપરીત સંવરતત્ત્વ છે. તેને વળી સિદ્ધાંતકારોએ સમિતિ વિગેરે ( ભેદવાળો ) કહ્યો છે. ( ૮૦ )

(सू०) समिइ गुत्ती धम्मो-ऽणुप्पेह परीसहा चरित्तं च।
सत्तावण्णं भेया, पणतियभेयाइ संवरणे ॥ १० ॥

(भा०) इरियाभासाएसण-आयाणाईसु तह परिट्ठवणे। सम्मं जा उ पवित्ती, सा समिई पञ्चहा एवं ॥ ८१ ॥ मणगुत्तिमाइयाओ, गुत्तीओ तिण्णि हुंति नायव्वा। अकुसलनिवित्तिरूवा, कुसलपवित्तिसरूवा य ॥ ८२ ॥ खंती य मद्दवज्जव-मुत्ती तवसंजमे य बोधव्वे। सच्चं सोयं बंभं, आकिंचणमिइ दसह धम्मो ॥ ८३ ॥ पढममणिच्चमसरणय, संसारो एगया य अण्णत्तं। असुइत्तं आसव संवरो य तह निज्जरा नवमा ॥ ८४ ॥ लोगसहावो बोही, य दुल्लहा धम्मसाहओ अरहा। एया उ हुंति बारस, अणुपेहाओ जिणुद्दिट्ठा ॥ ८५ ॥ खुहा पिवासा सीउण्हं, दंसाऽचेलाऽरइत्थिओ।

સુત્રાર્થ—સમિતિ ૫, ગુપ્તિ ૩, ધર્મ ૧૦, અનુપ્રેક્ષા ૧૨, પરિષહ ૨૨, અને ચારિત્ર ૫, તે પાંચ ત્રણ ઇત્યાદિ ભેદવડે સત્તાવન ભેદ સંવરતત્ત્વમાં છે. ( ૧૦ )

ભાષ્યાર્થ—ઈર્યા-ભાષા-એષણા-અને આદાનમાં તેમજ પરિષ્ઠાપનામાં જે સમ્યક્પ્રવૃત્તિ તે " સમિતિ " એ પ્રમાણે (ઇર્યાદિ ભેદે ) ૫ પ્રકારની છે. ( ૮૧ ) મનોગુપ્તિ વિગેરે ( વચનગુપ્તિ, કાયગુપ્તિ, ) ૩ " ગુપ્તિ "ઓ જાણવી, તે અકુશલનિવૃત્તિરૂપ અને કુશલ પ્રવૃત્તિરૂપ ( એમ બે પ્રકારે ) છે. (૮૨) ૧ ક્ષમા, ૨ માર્દવ, ૩ આર્જવ, ૪ મુક્તિ, ૫ તપ, ૬ સંયમ, ૭ સત્ય, ૮ શૌચ, ૯ બ્રહ્મચર્ય, અને ૧૦ આકિંચન્ય એ રીતે ૧૦ પ્રકારનો યતિધર્મ જાણવો. ( ૮૩ ) પ્રથમ ૧ અનિત્ય ભાવના, ૨ અશરણ, ૩ સંસાર, ૪ એકત્વ, ૫ અન્યત્વ, ૬ અશુચિત્વ, ૭ આશ્રવ, ૮ સંવર, તથા ૯ નવમી નિર્જરાભાવના. ( ૮૪ ) ૧૦ લોકસ્વભાવ, ૧૧ સમ્યક્ત્વદુર્લભતા, અને ૧૨ ધર્મસાધક અર્હન્ ( ગુરૂ દુર્લભતા ) ભાવના એ ૧૨ ભાવનાઓ શ્રી જીનેશ્વરે કહી છે. ( ૮૫ ) ૧ ક્ષુધા, ૨ પિપાસા, ૩ શીત,

चरिया निसीहिया सेज्जा, अक्कोसवहजायणा ॥ ८६ ॥ अलाभरोगतणफासा, मलसक्कारपरीसहा । पण्णा अण्णाणसम्मत्तं, इई बावीस परीसहा ॥८७॥ सामइयं छेओ—वट्ठवणं परिहारसुद्धियं चेव । तह सुहुमसंपरायं, अहक्खायं पंचमं चरणं ॥ ८८ ॥ समिईगुत्ताईया, पंचतियाईहिँ होंति भेएहिं । इय सत्तवण्णभेओ, उ संवरो होइ नायव्वो ॥ ८९ ॥

(सू०) अणसणभेयाइ तवो, बारसहा तेण निज्जरा होइ ।
कणगावलिभेया वा, अहव तवोऽणेगहा भणिओ ॥११॥

(भा०) जम्हा निकाइयाणऽवि, कम्माण तवेण होइ निज्जरणं ।

---

૪ ઉષ્ણ, ૫ દંશ, ૬ અચેલ, ૭ અરતિ, ૮ સ્ત્રી, ૯ ચર્યા, ૧૦ નૈષેધિકી; ૧૧ શય્યા, ૧૨ આક્રોશ. ૧૩ વધ; ૧૪ યાચના, ૧૫ અલાભ, ૧૬ રોગ. ૧૭ તૃણસ્પર્શ, ૧૮ મલ, ૧૯ સત્કાર પરિષહ, ૨૦ પ્રજ્ઞાન, ૨૧ અજ્ઞાન, ૨૨ સમ્યક્ત્વ, એ બાવીશ પરિષહ છે. ( ૮૬–૮૭ ) સામાયિક, છેદોપસ્થાપનિક, પરિહારવિશુદ્ધિ, તેમજ નિશ્ચયે કરી સૂક્ષ્મ સંપરાય અને પાંચમું યથાખ્યાત ચારિત્ર છે. ( ૮૮ ) ( એ પ્રમાણે ) સમિતિ અને ગુપ્તિ વિગેરે ( ધર્મ, પરીષહ, ભાવના, ચારિત્ર ) પાંચ અને ત્રણ ઈત્યાદિ ( દશ, બાવીશ, બાર, પાંચ, ) ભેદે છે. એ પ્રમાણે સંવરતત્ત્વ ૫૭ ભેદે છે તે જાણવા યોગ્ય છે. ( ૮૯ )

સૂત્રાર્થ—અનશન ઇત્યાદિ ભેદવડે ૧૨ પ્રકારનો તપ છે, તે તપવડે નિર્જરા ( ૧૨ તપ ભેદ નિર્જરા ) થાય છે. અથવા. કનકાવલિ વિગેરે ભેદથી તપ અનેક પ્રકારનો કહ્યોછે. (૧૧)

ભાષ્યાર્થ—જે કારણથી તપવડે નિકાચિતકર્મોની પણ નિર્જરા થાય છે, તે કારણે ઉપચારથી અહિં તપને " નિ-

तम्हा उवयाराओ, तवो इहं निज्जरा भणिया ॥ ९० ॥ अणसण-मूणोयरिया, वित्तीसंखेवणं रसच्चाओ। कायकिलेसो संलीण–या य बज्झो तवो होइ ॥ ९१ ॥ पायच्छित्तं विणओ, वेयावच्चं तहेव सज्झाओ। ज्झाणं उस्सग्गोऽवि य, अब्भिंतरओ तवो होइ ॥९२॥ इय बारसभेयत्ता, तवस्स इह निज्जराऽवि बारसहा। अहवाणेगविहत्ता, तवस्स साणेगहा होइ ॥ ९३ ॥ कणगावलि रयणावलि सिंहविणिकीलियं महं खुड्डं। भद्दा य महाभद्दा, भद्दुत्तरसव्वओभद्दा ॥ ९४ ॥ इच्चाइबहुविगप्पो, निद्दिसिओ जो तवो पवयणंमि। सो निज्जरत्ति भण्णइ, सा पुण देसेण कम्मखओ ॥ ९५ ॥

(सू०) पयइट्ठिइअणुभाग–प्पएसभेया चउव्विहो बंधो।
मिच्छत्ताई हेऊ, सत्तावन्न चउरभेया ॥ १२ ॥

---

ર્જરા” કહી છે. ( ૯૦ ) અનશન, ઊનોદરિકા, વૃત્તિસંક્ષેપ, રસત્યાગ, કાયક્લેશ, અને સંલીનતા એ ( ૭ પ્રકારે ) “ બાહ્યતપ ” છે. ( ૯૧ ) પ્રાયશ્ચિત્ત, વિનય, વૈયાવચ્ચ, તથા સ્વાધ્યાય, ધ્યાન, અને કાયોત્સર્ગ એ ( ૭ પ્રકારે ) “ અભ્યન્તર તપ ” છે. ( ૯૨ ) તપના એ ૧૨ ભેદ હોવાથી અહિં નિર્જરા પણ ૧૨ પ્રકારની છે, અથવા તપના અનેક પ્રકાર હોવાથી નિર્જરા પણ અનેક પ્રકારની છે. ( ૯૩ ) કનકાવલિ, રત્નાવલિ, મહત્સિંહવિનિઃક્રીડિત, ક્ષુલ્લકસિંહવિનિઃક્રીડિત, ભદ્ર, મહાભદ્ર, ભદ્રોત્તર, સર્વતોભદ્ર, ઇત્યાદિ ઘણા પ્રકારનો જે તપ સિદ્ધાન્તમાં દર્શાવ્યો છે, તે નિર્જરા એમ કહેવાય છે, અને તે નિર્જરા એ દેશથી કર્મક્ષય થવારૂપ છે. ( ૯૪–૯૫ )

સૂત્રાર્થ—પ્રકૃતિ–સ્થિતિ–રસ અને પ્રદેશના ભેદથી બંધ ૪ પ્રકારનો છે, ( તે બંધના ) હેતુ મિથ્યાત્વાદિ ( મૂળ ) ચાર ભેદે અને ( ઉત્તરહેતુ ) ૫૭ ભેદે છે. ( ૧૨ )

(भा०) नाणस्स दंसणस्स य, आवरणं वेयणिज्जमोहणीयं । आउयनामं गोयं, तहंतरायंति पयडीओ ॥ ९६ ॥ एयासिं जो बंधो, सो भण्णइ एत्थ पयडिबंधोत्ति । आसिं चेव ठिईए, निव्वत्तणंयं ठिइबंधो ॥ ९७ ॥ आसिं चिय तिव्वाई-रसस्स बंधोऽणुभाग बंधोत्ति । कम्मपएसेहिं पुण-ऽणंताणंतेहिं जो जोगो ॥९८॥ पइपंगडिनियमाणेहि, पइपएसं जियस्स सो भणिओ । एत्थं पएसबंधो, बंधविहाणंमि कुसलेहिं ॥ ९९ ॥ मिच्छत्तमविरई तह, कसायजोगा य बंधहेउत्ति। एवं चउरो मूले, भेएण उ सत्तवण्णत्ति ॥१००॥

(सू०) आभिग्गहियं अणभि-ग्गहियं तह अभिनिवेसियं चेव

संसइयमणाभोगं, मिच्छत्तं पंचहा होइ ॥ १३ ॥

---

ભાષ્યાર્થ—જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર, અને અન્તરાય એ પ્રકૃતિઓ આઠ છે. ( ૯૬ ) એ પ્રકૃતિઓનો જે બંધ તે અહિં " પ્રકૃતિબંધ " એમ કહેવાય છે, અને એ પ્રકૃતિઓની નિશ્ચયે સ્થિતિનું જે રચવું તે " સ્થિતિબંધ " કહેવાય છે. ( ૯૭ ) એ પ્રકૃતિઓના નિશ્ચયે તીવ્રાદિરસનો જે બંધ તે "અનુભાગબંધ " છે અને દરેક પ્રકૃતિના અમુક પ્રમાણવાળા અનંતાનંત કર્મપ્રદેશોવડે જીવના દરેક પ્રદેશે જે સંબંધ થવો તે અહિં બંધવિધિ ( જાણવા )માં કુશળ એવા સર્વજ્ઞોએ "પ્રદેશબંધ " કહ્યો છે. ( ૯૮-૯૯ ) મિથ્યાત્વ ૫, અવિરતિ ૧૨, કષાય ૨૫, અને યોગ ૧૫ એ પ્રમાણે ચાર મૂળબંધ હેતુ, અને ઉત્તરભેદે સત્તાવન બંધહેતુ છે. ( ૧૦૦ )

સૂત્રાર્થ—અભિગ્રહિક, અનભિગ્રહિક, તથા નિશ્ચયે અભિનિવેશિક, સાશયિક, અને અનાભોગિક એ પ્રમાણે મિથ્યાત્વ ૫ પ્રકારે છે. ( ૧૩ )

(भा०) आभिग्गहियं किल दि–क्खियाण अणभिग्गहं तु इय-
राण । गोट्ठामाहिलमाईण जं अभिनिवेसियं तु तयं ॥ १०१ ॥
संसइयं मिच्छत्तं, जा संका जिणवरुत्ततत्तेसु । विगलिंदियाण जं
पुण, तमणाभोगंति निद्दिट्ठं ॥ १०२ ॥ जा इंदिएसु पंचसु, मणे
तहा छसु य जीवकाएसु । अनिवित्ती सा नेया, बारसहा अविरई
एत्थ ॥ १०३ ॥ सोलसकसायनवनो–कसायजोगे कसायपणुवीसा ।
मणवयणकायजोगा, चउ चउरो सत्त य हवंति ॥ १०४ ॥ सच्चं
मोसं मीसं, असच्चमोसं मणं चउद्धा उ । एवं वईवि चउहा, ओ-
रालाई य काओगो ॥ १०५ ॥ ओरालियतम्मीसा, विउव्वतम्मी-
सिया य आहारे । तम्मीसो कम्मइगो, काओगो सत्तहा एवं

---

ભાષ્યાર્થ—દીક્ષિતને ( અન્યલિંગીમુનિને) " આભિગ્રહિક" મિથ્યાત્વ, ૧. બીજાઓને ( ગોવાળ વિગેરેને ) અનભિગ્રહિક મિથ્યાત્વ, ૨ અને ' ગોષ્ટામાહિલ ' વિગેરેનું જે મિથ્યાત્વ તે " અભિનિવેશિક " મિથ્યાત્વ છે, ૩. ( ૧૦૧ ) જીનેશ્વરના કહેલા તત્ત્વોમા જે શંકા તે " સાંશયિક " મિથ્યાત્વ, ૪ અને વિકલેન્દ્રિયોને ( અસંજ્ઞિને ) જે મિથ્યાત્વ તે " અનાભોગ " મિથ્યાત્વ કહેલું છે, ૫. (૧૦૨) પાંચ ઇન્દ્રિયોની મનની તથા ૬ જીવનિકાયની જે અવિરતિ તે અહિં ૧૨ પ્રકારની " અવિરતિ " જાણવી. ( ૧૦૩ ) ૧૬ કષાય અને ૯ નોકષાય એ બે મળીને ૨૫ " કષાય " છે. ૪ મનયોગ, ૪ વચનયોગ, અને ૭ કાયયોગ છે. ( ૧૦૪ ) સત્ય, મૃષા, મિશ્ર, અને અસત્યમૃષા એમ " મનયોગ " ૪ પ્રકારે છે, એ રીતે " વચનયોગ " પણ ૪ પ્રકારે છે, અને કાયયોગ તે ઔદારિક વગેરે છે. ( ૧૦૫ ) ઔદારિક, ઔદારિકમિશ્ર, વૈક્રિય, વૈક્રિયમિશ્ર, આહારક, આહારકમિશ્ર, અને કાર્મણ એ રીતે ૭ પ્રકારે " કાયયોગ " છે.

॥१०६॥ पंचदुवालसपणुवीस–पन्नरसभेयजोगओ होंति । सत्तावण्णं भेया, मिच्छाईबंधहेऊणं ॥ १०७ ॥

(सू०) मोक्खो कम्माऽभावो, संतपयाईहिँ नवहिँ दारेहिं ।
खेत्ताइभेयओ वा, सिद्धाण परूवणं कुज्जा ॥ १४ ॥

(भा०) मोक्खाणण्णा सिद्धा, जं तो मोक्खे परूवियव्वंमि । सिद्धा परूवियव्वा, तब्भणणे सो हु भणिओत्ति ॥ १०८ ॥ संतपयपरूवणया, दव्वपमाणं च खेत्त फुसणा य । कालो य अंतरं भा–गभावअप्पाबहुं चेव ॥ १०९ ॥ सत्ताभिहायगपयं, संतपयं तं च होइ अत्थित्ति । गइयाईसु पएसुं, सिद्धाण तयं भणेयव्वं ॥११०॥

---

( १०६ ) એ પ્રમાણે ૫–૧૨–૨૫ અને ૧૫ ભેદને મેળવતાં મિથ્યાત્વાદિ બંધહેતુના ૫૭ ઉત્તરભેદ થાય છે. ( ૧૦૭ )

સૂત્રાર્થ—કર્મનો અભાવ તે મોક્ષ, સિદ્ધોની પ્રરૂપણા સત્પદાદિ ૯ દ્વારવડે અથવા ક્ષેત્રાદિ ભેદવડે કરવી ( ૧૪ )

ભાષ્યાર્થ—જે કારણે સિદ્ધ એ મોક્ષથી અભિન્ન છે તેથી મોક્ષની પ્રરૂપણા કરવામા સિદ્ધનીજ પ્રરૂપણા કરવી, ( કારણકે ) સિદ્ધની પ્રરૂપણા કરવાથી નિશ્ચે મોક્ષની પ્રરૂપણા થયેલીજ જાણવી ( ૧૦૮ ) ૧ સત્પદપ્રરૂપણા, ૨ દ્રવ્યપ્રમાણ, ૩ ક્ષેત્ર, ૪ સ્પર્શના, ૫ કાળ, ૬ અન્તર, ૭ ભાગ, ૮ ભાવ, અને નિશ્ચે ૯ અલ્પ બહુત્વ ( એ ૯ દ્વાર છે ) ( ૧૦૯ ) સત્તાભિધાયક ( સત્તાવાચક ) પદ તે “ સત્પદ, ” અને સત્પદ એટલે અસ્તિપણું ( એવો અર્થ ) છે. તે અસ્તિપણું ગત્યાદિ પદોમાં સિદ્ધ સંબંધિ કહેવું જોઇયે. ( ૧૧૦ ) ( ગત્યાદિ ૧૪ પદ આ પ્રમાણે ) ૧ ગતિ, ૨ ઇન્દ્રિય, ૩ કાય, ૪ યોગ, ૫ વેદ, ૬ કષાય, ૭ જ્ઞાન, ૮ સંયમ. ૯ દર્શન, ૧૦ લેશ્યા. ૧૧ ભવ્ય, ૧૨ સમ્યક્ત્વ, ૧૩ સંજ્ઞિ, અને ૧૪ આહાર

गइइंदिए य काए, जोए वेए कसाय नाणे य। संयमदंसणलेसा, भवसम्मे सन्नि आहारे ॥ १११॥ तत्थ य सिद्धा पंचम-गइए नाणे य दंसणे सम्मे । संतित्ति सेसएसुं, पएसु सिद्धे निसेहिज्जा ॥११२॥ दव्वपमाणेऽणन्ता, सिद्धा खेत्तंमि ते समोगाढा । लोगस्स असंखेज्जइ-भागे सव्वेऽवि एक्को वा ॥ ११३ ॥ तं चिय सविसेसयरं, फुसंति जं फासओऽवि फुसणत्ति। एक्कं पडुच्च कालो, साई य अपज्जवसिओ य ॥ ११४ ॥ नत्थि उ अंतरमेसिं, भागे जीवाणऽणंतिमे ते उ। खइयपरिणामिएसुं, भावेसुं हुंति सिद्धा उ ॥ ११५ ॥ थोवाऽणंतरसिद्धा-ऽणंतगुणा सिं परंपरासिद्धा।खेत्ताईसु य सिद्धा, पुव्वावत्थाए नेयव्वा ॥ ११६ ॥ खेत्ते काले गइलिंग-तित्थचारि-

( १११ ) तेमां सिद्ध जीवो पांचमी गतिमां, ज्ञानमां ( केवळ ज्ञानमां ), दर्शनमां ( केवळ दर्शनमा ), अने सम्यक्त्वमां ( क्षायिक सम्यक्त्वमां ) छे, शेष पदोमां सिद्धनो निषेध करवो १. ( ११२ ) " द्रव्य प्रमाणु " द्वारमां सिद्ध अनंत छे, २ अने क्षेत्रद्वारे एक अथवा अनेक सिद्ध लोकना असंख्यातमा भागे अवगाहेला छे. ३ ( ११३ ) जे कारणु पडखे पडखे पणु क्षेत्रस्पर्शना होय छे माटे निश्चये साधिक तेज ( लोकासंख्येय भाग ) क्षेत्र ( स्पर्शना द्वारमां ) छे. ४ ( काळद्वारे) एक सिद्ध आश्रयि साहि अनंतकाळ छे. ५ ( ११४ ) ए सिद्धने ( सिध्धत्वनुं ) अन्तर नथी ( इति अन्तरं ) ६, वळी सिध्धो सर्व जीवोथी अनंतमा भागे छे ( इति भागद्वारं ) ७, अने सिध्धो क्षायिक तथा पारिणामिक भावमां छे ( इति भावद्वारं ) ८. ( ११५ ) ( हवे अल्प बहुत्व कहे छे ) अनतर सिद्ध थोडा, तेथी परंपर सिद्ध अनंतगुण छे, वळी क्षेत्रादि भेदोमा सिध्धो पूर्वावस्थाए (पूर्वभावनी अपेक्षाए) जाणुवा ( ते दर्शावे छे. ) (११६) १ क्षेत्र, २ काळ, ३ गति,

भावजमत्यक्षं, यदस्मिन् शाश्वतं सुखम् । चतुर्वर्गाग्रणीत्वेन, तेन मोक्षः प्रकीर्तितः ॥ १४० ॥ ( इति मोक्षतत्त्वम् ७ )

॥इति श्रीहेमचन्द्रसूरिप्रणीतं सप्ततत्त्वप्रकरणम् ( उद्धृतम् )॥

॥ जीवाजीवादिषु सप्तसु तत्त्वेषु ज्ञेयहेयोपादेयादि-
विचारणाधारणायन्त्रकम् ॥

| ज्ञेयहेयोपादेयादि. | जीव | अजीव | आश्रव | संवर | बन्ध | निर्जरा | मोक्ष |
|---|---|---|---|---|---|---|---|
| ज्ञेय | १ | १ | ० | ० | ० | ० | ० |
| हेय | ० | ० | १ | ० | १ | ० | ० |
| उपादेय | ० | ० | ० | १ | ० | १ | १ |
| रूप्यरूपी | रू. | रू. | रू. | अ. | रू. | अ. | अ. |

જેથી ઉત્પન્ન થયેલું, ઇન્દ્રિયને અગોચર, અને શાશ્વત સુખ છે માટે મોક્ષને ચાર વર્ગમા અગ્રેસરી કહેલો છે ( १४० ) ( इति मोक्षतत्त्वम् ७ )

॥ श्री हेमचन्द्राचार्य प्रणीत सप्ततत्त्व प्रकरण शब्दार्थः समाप्तः ॥





॥ श्री देवानन्दसूरिकृतं ॥

# ॥ सप्ततत्त्वप्रकरणम् ॥

(भाषान्तरोपेतम) परिशिष्ट नं. ञ. (१२)

सव्वन्नू मोक्खमक्खंति, चउव्वग्गमि उत्तमं । सुहं जओ तिवग्गम्मि, दिट्ठमेगंतिअं न हु ॥ १ ॥ धम्माउ हेमनिअलो–वमं जीवा समज्जिउं । पुण्णकम्मं भवे टंति, सुहाभासेण गव्विआ ॥ २ ॥ अत्थाउ पयडं चेव, वहबंधाइअं दुहं । लहंता किर दीसंति, अज्जणे रक्खणेऽवि अ ॥ ३ ॥ लसंतसुहलेसस्स, पेरंतविरसस्स य । कहं पसंसा कामस्स, जुत्ता दुग्गइहेउणो ? ॥ ४ ॥ तम्हाऽणंतसुहं खीण–

---

શબ્દાર્થ—ચાર વર્ગ—ધર્મ અર્થ, કામ અને મોક્ષમા સર્વજ્ઞ ભગવાન મોક્ષનેજ ઉત્તમ કહે છે, કેમકે મોક્ષ સિવાયના ત્રણ વર્ગમાં એકાન્તિક ( અક્ષય-અવિનાશી અને અબાધિત ) સુખ નિશ્ચે તેમણે જોયુ નથી. (૧) દાનાદિક ધર્મથકી સોનાની બેડી સમાન પુણ્ય ઉપાર્જન કરીને સુખાભાસ ( કલ્પિત સુખ ) વડે ગર્વિષ્ટ જીવો સંસારમાં ભટકે છે. (૨) પૈસાથી તેને મેળવવા સાચવવામા અને ખોવા થકી પ્રગટ રીતે વધ બંધનાદિ દુઃખ પામતા જીવો ખરેખર નજરે પડે છે. (૩) લેશ માત્ર સુખનો ભાસ આપનાર (વિનોદ પમાડી) પરિણામે શોચ (શોક) ઉપજાવનાર અને દુર્ગતિદાયક એવા કામ-ભોગની પ્રશંસા કેવી રીતે વ્યાજબી ગણાય ? (૪) તેથી અનંત

समग्गदुहसंतइं । मोक्खं चिअ पसंसंति, जरामरणवज्जिअं ॥ ५ ॥
लहंति तं पुणो सम्म-न्नाणदिट्ठिचरित्तओ । आराहियाउ काऊण,
सव्वकम्मक्खयं जिआ ॥ ६ ॥

तत्थ सव्वन्नुपरूविआणं जहट्ठियाणं तत्ताणं जे अवबोहे तं सम्मन्नाणंति भण्णइ॥ तत्ताणि पुण सत्त पण्णत्ताणि, तंजहा-जीवा, अजीवा, आसवे, बंधे, संवरे, निज्जरा, मोक्खे अ ॥ तत्थ जीवा दुविहा, तंजहा-सिद्धा संसारिणो अ ॥ तत्थ सिद्धा अणंतनाणदंसणवीरिअसोक्खलक्खणएगसहावभावाओ एगविहावि अणंतरपच्छिमभवक्खोवाहिभेआओ पन्नरसविहा, तंजहा—तित्थसिद्धा १, अतित्थसिद्धा २, तित्थगरसिद्धा ३, अतित्थगरसिद्धा४, सयंबुद्धसिद्धा५,

( અવધિ રહિત ) સુખપૂર્ણ, સમસ્ત દુઃખ પરંપરા રહિત અને જન્મ, જરા, મરણથી મુક્ત એવા મોક્ષ ( વર્ગ ) નેજ ( શાસ્ત્રકારો ) પ્રશંસે છે. (૫) તેવો મોક્ષ તો સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્રને સંપૂર્ણ સેવી ( આરાધી ), સકળ કર્મ-મળનો ક્ષય કરીને ભવ્ય જીવો મેળવી શકે છે. (૬) સર્વજ્ઞ કથિત યથાસ્થિત તત્ત્વ ( વસ્તુ સ્વરૂપ ) નો જે અવબોધ થવો તેને સમ્યગ્ ( યથાર્થ ) જ્ઞાન કહેવામાં આવે છે. તત્ત્વ પદાર્થો તીર્થંકર દેવાએ સાત કહેલા છે, તે આ રીતે-જીવ,[1] અજીવ,[2] આશ્રવ,[3] બંધ,[4] સંવર,[5] નિર્જરા,[6] અને મોક્ષ.[7] તેમાં જીવ બે પ્રકારના છે. ૧ સિદ્ધ અને ૨ સંસારી. તેમા સિદ્ધ અનંત જ્ઞાન, દર્શન, વીર્ય અને સુખ લક્ષણ એક સ્વભાવથી એક જ પ્રકારના છતાં પાછલા ચરમ ભવરૂપ ઉપાધિભેદ (સંબંધ) વડે પંદર પ્રકારના કહ્યા છે. તે આ પ્રમાણે-૧ તીર્થ સિદ્ધ, ૨ અતીર્થ સિદ્ધ, ૩ તીર્થંકર સિદ્ધ, ૪ અતીર્થંકર સિદ્ધ, ૫ સ્વયંબુદ્ધ સિદ્ધ ૬ પ્રત્યેક

૧ સુખ દુઃખ ઉપયોગ લક્ષણવંત જીવ. ૨ તેથી વિપરીત લક્ષણવંત અજીવ. ૩ જેવડે કર્મ આવે તે શુભાશુભ કર્મ ઉપાદાન હેતુક હિંસા, અસત્યાદિક આશ્રવ. ૪ જીવ કર્મનો અત્યંત સંબંધ તે બંધ. ૫ સમિતિ ગુપ્તિ વડે આશ્રવનિરોધ તે સંવર. ૬ સ્થિતિ પરિપાકથી કે તપ વડે કર્મોનું અંશતઃ ખપવું તે નિર્જરા. ૭ સકળ કર્મ ક્ષયથકી સ્વ આત્મામાં અવસ્થાન તે મોક્ષ. ૧ ચતુર્વિધ શ્રમણ સંઘ ઉત્પન્ન થયે છતે જે સિદ્ધ

**पत्तेअबुद्धसिद्धा ६, बुद्धबोहिअसिद्धा ७, इत्थिलिंगसिद्धा ८, पुरिसलिंगसिद्धा ९, नपुंसगलिंगसिद्धा १०, सलिंगसिद्धा ११, अन्नलिंगसिद्धा १२, गिहिलिंगसिद्धा १३, एगसिद्धा १४, अणेगसिद्धा य १५ ॥ संसारिणो पुण एगविहदुविहाइभेएहिं अणेगहा पण्णत्ता ॥ तंजहा— एगविहा सव्वेसिंपि सामन्नेणं उवओगलक्खणभावाओ ॥१॥ दुविहा**

---

બુદ્ધ સિદ્ધ, ૭ બુદ્ધબોધિત સિદ્ધ, ૮ સ્ત્રી લિંગ સિદ્ધ, ૯ પુરૂપ લિંગ સિદ્ધ, ૧૦ નપુંસક-લિંગ સિદ્ધ, ૧૧ સ્વલિંગ સિદ્ધ, ૧૨ અન્યલિંગ સિદ્ધ, ૧૩ ગૃહસ્થલિંગ સિદ્ધ, ૧૪ એક સિદ્ધ અને ૧૫ અનેક સિદ્ધ

**સંસારી** જીવો તો એકવિધ, દ્વિવિધાદિક ભેદે અનેક પ્રકારના કહ્યા છે. તે આ પ્રમાણે—સર્વે જીવોનું સામાન્ય રીતે **ઉપયોગ લક્ષણ** હોવાથી તે

---

થયા તે **તીર્થ સિદ્ધ** અને ૨ તેના અભાવે સુવિધિનાથ પ્રમુખ તીર્થંકરોના આંતરે ધર્મ વ્યવચ્છેદ થયે છતે અથવા નહી ઉત્પન્ન થયે છતે જાતિસ્મરણાદિવડે જેમને મોક્ષ માર્ગ પ્રાપ્ત થયો તે **અતીર્થ સિદ્ધ** ૩ તીર્થંકર પદવી પામીને સિદ્ધ થયા તે **તીર્થંકર સિદ્ધ** અને ૪ તે પદવી પામ્યા વગર સામાન્ય કેવળી થઇને મોક્ષપદ પામ્યા તે **અતીર્થંકર સિદ્ધ** ૫ ગુરૂના ઉપદેશ વગર સ્વય બોધ પામીને સિદ્ધ થયા તે **સ્વયબુદ્ધ સિદ્ધ.** ૬ એકાદ વસ્તુ—અધ્યારગાદિક દેખી બોધ પામી સિદ્ધ થયા તે **પ્રત્યેક બુદ્ધ સિદ્ધ.** ૭ આચાર્યાદિકના ઉપદેશથી બોધ પામી સિદ્ધિ પામ્યા તે **બુદ્ધ બોધિત સિદ્ધ.** ૮ ઉપરોક્ત પ્રત્યેકબુદ્ધ સિવાય જે કોઈ સ્ત્રી લિંગે સિદ્ધ થયા તે **સ્ત્રીસિદ્ધ** ૯ જે કોઈ પુરૂષલિંગે સિદ્ધ થયા તે **પુ૦ સિદ્ધ.** ૧૦ તીર્થંકર અને પ્રત્યેકબુદ્ધ સિવાય જે કોઈ (કૃત્રિમ) નપુંસક લિંગે સિદ્ધ થયા તે **નપુંસક૦ સિદ્ધ.** ૧૧ રજોહરણાદિક દ્રવ્યલિંગ આદરી જે સિદ્ધ થયા તે **સ્વલિંગ સિદ્ધ** અને ૧૨ અન્ય પારિવ્રાજકાદિક લિંગેજ (સમકિત પ્રમુખ પામી, કેવળજ્ઞાન ઉપાર્જી તત્કાળ) નિર્વાણ પામે તે **અન્ય લિંગ-સિદ્ધ.** (કેવળજ્ઞાન પામ્યા પછી દીર્ઘ આયુષ્ય હોય તો તે પણ સાધુ લિંગ જ આદરે છે.) ૧૩ મરુદેવી માતાની પેરે ગૃહસ્થ લિંગે અતકૃત કેવળી થઇ મોક્ષ પામ્યા તે **ગૃહસ્થ લિંગ સિદ્ધ** ૧૪ એક એક સમયે એક એક મોક્ષ જાય તે **એક સિદ્ધ** અને ૧૫ એક સમયમાં બેથી માંડીને ૧૦૮ પર્યન્ત **અનેક** મોક્ષ જાય તે **અનેક સિદ્ધ** જાણવા.

तसा थावरा य ॥ अहवा संववहारिआ असंववहारिआ य ॥ तत्थ जे अणाइकालाओ आरब्भ सुहुमनिगोएसुं चिअ चिट्ठंति न कयाइ तसाइभावं पत्ता ते असंववहारिआ ॥ जे पुण सुहुमनिगोएहिंतो निग्गया सेसजीवेसु उप्पन्ना ते संववहारिआ । ते अ पुणोऽवि सुहुमनिगोअत्तं पत्तावि संववहारिअ च्चिअ भण्णंति[2] ॥ तिविहा थीपुंनपुंसगवेअभेएणं ॥ संजयअसंजयसंजयासंजयभेएण वा ॥ भव्वाभव्वजाइभव्वविगप्पेण वा ॥ तत्थ भव्वा सिद्धिगइजोग्गा, इअरे अभव्वा, जाइभव्वा पुण ते जे जाईए भव्वा न उण कयावि सिज्झिहिंति । भणिअं च—" सामग्गिअभावाओ, ववहारिअरासिअप्पवेसाओ । भव्वावि ते अणंता, जे सिद्धिसुहं न पावंति ॥ १ ॥ "[3] चउव्विहा नारयाइगइचउक्कभावओ[4] ॥ पंचविहा इगदुतिचउपंचिंदिअत्तेणं[5] ॥ छव्विहा पुढवीआउतेउवाउवणप्फइतसकायकप्पणाए[6] ॥

---

એક પ્રકારના ( લેખાય ). ૧. બે પ્રકારના-ત્રસ અને સ્થાવર અથવા સંવ્યવહારિક અને અસંવ્યવહારિક. તેમાં જેઓ અનાદિકાળથી સૂક્ષ્મ નિગોદમાંજ રહેલા છે, કદાપિ ત્રસાદિક ભાવને પામ્યાજ નથી તે અસંવ્યવહારિક જાણવા અને જે જીવો સૂક્ષ્મનિગોદમાંથી નીકળી શેષ જીવોમાં ( જીવયોનિમાં ) ઉત્પન્ન થાય તે સંવ્યવહારિક. તે સંવ્યવહારિક જીવો ફરી પણ સૂક્ષ્મ નિગોદપણાને પામે તો પણ તે સંવ્યવહારિક જ કહેવાય છે. ૨. ત્રણ પ્રકારના જીવો સ્ત્રી, પુરૂષ અને નપુંસક ભેદે કરી અથવા વિરતિ, અવિરતિ અને દેશવિરતિ ભેદે કરી અથવા ભવ્ય, અભવ્ય અને જાતિભવ્ય ભેદે કરીને જાણવા. તેમાં મોડા વહેલા સિદ્ધિ ગતિ પામવા યોગ્ય હોય તે ભવ્ય, તેથી વિપરીત હોય તે અભવ્ય, અને જાતિ વડે ભવ્ય છતાં કદાપિ સિદ્ધ થશે નહિ તેમને જાતિભવ્ય જાણવા. કહ્યું છે કે-'સામગ્રીના અભાવથી, વ્યવહાર રાશિમાં નહિ પ્રવેશવાથી જે સિદ્ધિસુખ પામશે નહિ એવા ભવ્ય ( જાતિભવ્ય ) પણ અનંતા છે.' ૩. નારક, દેવ, મનુષ્ય અને તિર્યંચગતિ ભેદે થકી ચાર પ્રકારના. ૪. એક, બે, ત્રણ ચાર અને પાંચ ઇન્દ્રિયવાળા હોવાથી પાંચ પ્રકારના. ૫. પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ અને ત્રસ ભેદની કલ્પનાથી છ પ્રકારના. ૬. કૃષ્ણાદિ છ લેશ્યા પરિણામવાળા

सत्तविहा जहा—किण्हाइछल्लेसापरिणया, अजोगिकेवलित्ते अलेसा य[7]॥ अट्ठविहा जहा—अंडया १ पोअया २ जराउआ ३ रसया ४ संसेइमा ५ संमुच्छिमा ६ उब्भिआ ७ उववाइआ य ८ ॥ नवविहा जहा—पुढवी १ आऊ २ तेऊ ३ वाऊ ४ वणस्सई ५ वितिचउपंचिंदिआ ९ य ॥ एए च्चिय पंचिंदिआणं सन्निअसन्निभेआचिंताए दसविहा[10]॥एक्कारसहा जहा—सुहुमवायरत्तेणं दुभेआ एगिंदिआ २ बितिचउरिंदिआ ५ जलथलनहयरभेआ पंचिंदिअतिरिआ ८ मणुआ ९ देवा १० नारया य ११ ॥ बारसविहा पुण पुव्वदंसिआणं छक्कायाणं पज्जत्तापज्जत्तेणं १२ ॥ तेरसविहा जहा—एगे सुहुमनिगोअरूवे असंववहारिए भेए बारस संववहारिआ य । ते अ

અને અયોગી કેવળીપણે લેશ્યા રહિત ( અલેશી ) એમ સાત પ્રકારના જીવો જાણવા. ૭ આઠ પ્રકારના જીવો આ પ્રમાણે–૧ અંડજ( ઇંડાથી ઉત્પન્ન થયેલા પક્ષી, ધરોળી, મચ્છ, સર્પાદિક ); ૨ પોતજ ( જરાયુ રહિત ગર્ભ થકી જન્મે તે હાથી, ઘોડા, શશ, વિગેરેવિગેરે ), ૩ જરાયુજ ( ગર્ભવેષ્ટનથી વિંટાયેલા–મનુષ્ય, ગૌ, ભેંશ પ્રમુખ ); ૪ રસજ ( મદિરા, છાશ પ્રમુખ રસમાં ઉત્પન્ન થતા કીડા ); ૫ સંસ્વેદજ ( પરસેવાથી ઉત્પન્ન થતા જુ, માકણ પ્રમુખ ), ૬ સમૂર્ચ્છિમ ( તીડ, માખી, કીડી પ્રમુખ ), ૭ ઉદ્‌ભેદજ ( ભૂમિભેદથી ઉત્પન્ન થતા પતંગાદિક ) અને ૮ ઉપપાતજ (દેવશય્યાદિકમાં ઉત્પન્ન થતા દેવતાઓ અને નારકો ) અથવા દેવ, નર, તિર્યંચ અને નારકના પર્યાપ્ત અને અપર્યાપ્તપણાવડે કરીને પણ જીવો આઠ પ્રકારના સમજવા ૮ નવ પ્રકારના–પૃથ્વી, અપ, તેઉ, વાઉ, વનસ્પતિ ( સ્થાવર–એકેન્દ્રિય ) અને ૨–૩–૪–૫ ઇન્દ્રિયોવાળા જીવો; ૯ એમાં ૫ એન્દ્રિય જીવોના સંજ્ઞી, અસંજ્ઞી બે ભેદ ગણતાં દશ પ્રકારના જાણવા; ૧૦ અગીયાર પ્રકારના–સૂક્ષ્મ બાદર એકેન્દ્રિય ૨ ત્રણ વિકલેન્દ્રિય ૫ જલચર, સ્થલચર, ખેચર ૮, મનુષ્ય, દેવ અને નારક ૧૧. બાર પ્રકારના જીવો–પ્રથમ દર્શાવેલા ષટ્કાય જીવો પર્યાપ્તાપર્યાપ્ત ભેદે જાણવા; ૧૨. તેર પ્રકારના જીવો–સૂક્ષ્મ નિગોદ રૂપ એક અસંવ્યવહારિક અને બાર સંવ્યવહારિક તે આ પૃથ્વી, અપ્, તેઉ, વાયુ અને નિગોદ એ પાંચે સૂક્ષ્મ બાદરપણે બબે ભેદે ૧૦ ત્રસ ૧૧, પ્રત્યેક વનસ્પતિ ૧૨ અને ત્રસ ૧૩. ચૌદ પ્રકારના જીવો–સૂક્ષ્મ અને

इमे—पुढवीआउतेउवाउनिगोआ. सुहुमबायरत्तेणं दुदुभेआ पत्तेय वणप्फई तसा य १३ ॥ चउद्दसविहा जहा—सुहुमबायरा एगिंदिआ २ बितिचउरिंदिआ ५ असन्निसन्निभेआ पंचिंदिआ ७ एए सत्तवि पज्जत्ता अपज्जत्ता य १४ ॥ अहवा मिच्छद्दिट्ठी १ सासायणसम्मद्दिट्ठी २ सम्मामिच्छद्दिट्ठी ३ अविरयसम्मद्दिट्ठी ४ देसविरए ५ पमत्तसंजए ६ अपमत्तसंजए ७ निअट्टिबायरसंपराए ८ अनिअट्टिबायरसंपराए ९ सुहुमसंपराए १० उवसंतकसायवीअरायछउमत्थे ११ खीणकसायवीअरायछउमत्थे १२ सजोगिकेवली १३ अजोगिकेवली अ त्ति १४चउद्दसगुणट्ठाणवट्टित्तेणं चउद्दसहा जीवा[१४] ॥ एवं बुद्धिमन्तेहिं सिद्धान्ताणुसारेण अणेगहा जीवभेआ परूविअव्वा(१) ॥ अह एएसिं जीवाणं संखेवेणं भवट्ठिई परूविज्जइ, तंजहा—पुढवीए बावीसवाससहस्साइं ठिई पण्णत्ता, जलस्स सत्तवाससहस्सा, अगणिस्स तिण्णि दिणाणि, वाउस्स पत्तेअवणस्सइणो अ तिण्णि दस य वाससहस्साइं ॥ एसा सव्वावि बाय-

---

બાદર એકેન્દ્રિય ૨ ત્રણ વિકલેન્દ્રિય ૫ અસંજ્ઞી અને સંજ્ઞી ૭ એ સાતે પર્યાપ્ત અને અપર્યાપ્ત ભેદે; અથવા મિથ્યા દૃષ્ટિ ૧, સાસ્વાદન ૨, મિશ્ર ૩, અવિરત સમ્યગ્દૃષ્ટિ ૪, દેશવિરત ૫, પ્રમત્તસંયત ૬ અપ્રમત્તસંયત ૭ નિવૃત્તિ બાદર સંપરાય ૮, અનિવૃત્તિ બાદર સંપરાય ૯, સૂક્ષ્મ સંપરાય ૧૦, ઉપશાન્ત કષાય વીતરાગ છદ્મસ્થ ૧૧, ક્ષીણકષાય વીતરાગ છદ્મસ્થ ૧૨, સયોગીકેવળી ૧૩ અને અયોગીકેવળી ૧૪; એમ ચૌદ ગુણસ્થાનકવર્તિપણાવડે જીવો ચૌદ પ્રકારના જાણવા. ૧૪. એવી રીતે બુદ્ધિમંતોએ સિદ્ધાન્તાનુસારે અનેક પ્રકારે જીવભેદો પ્રરૂપવા યોગ્ય છે. (૧)

હવે એઓ જીવોની સંક્ષેપે ભવસ્થિતિ પ્રરૂપવામાં આવે છે—

પૃથ્વીકાયની ૨૨ હજાર વર્ષની, અપ્કાયની ૭ હજાર વર્ષની, અગ્નિકાયની ત્રણ અહોરાત્રિની, વાયુકાયની ૩ હજાર વર્ષની અને પ્રત્યેક વનસ્પતિકાયની દશ હજાર વર્ષની—આ સર્વ પણ ઉત્કૃષ્ટ સ્થિતિ બાદર પર્યાપ્તા [illegible] જાણવી (સૂક્ષ્મ જીવોની આગળ કહેવાશે.)

रपज्जत्ताणं एएसिं उक्कोसा ठिई ॥ अह पज्जत्ताणं बेइंदियाईणं भण्णइ—बेइंदिआणं बारस वासा, तेइंदिआणं अउणावन्नदिणाणि, चउरिंदिआणं छम्मासा ॥ असन्निपंचिंदिअतिरियाणं जलयराणं पुव्वकोडी, थलयराणं खयराणं च चउरासीई बावत्तरी अ वाससहस्साइं ॥ सन्निपंचिंदिअतिरिआणं जलयरथलयरखयराणं जहासंखं पुव्वकोडी, पलिओवमतिगं, पलिओवमासंखभागे अ ॥ गब्भयमणुआणं तिन्नि पलिओवमाणि ॥ जहन्ना पुण सव्वेसिंपि अंतोमुहुत्तं ॥ सव्वेसिं अपज्जत्ताणं उक्कोसावि अंतोमुहुत्तं ॥ सव्वेसिं सुहुमाणं निगोआणं तु बायराणंपि पज्जत्ताणंपि तहेव ॥ सुरनेरइआणं उक्कोसा तित्तीसं सागरोवमाणि, जहन्ना दसवाससहस्साणि(२)॥ ओगाहणा पुण पत्तेअवणप्फइवज्जाणं सव्वेसिं एगिंदिआणं अंगुलस्स असंखिज्जे भागे ॥ पत्तेअवणप्फईणं जोअणसहस्सं साहिअं ॥ बेइंदिआणं बारस जोअणाणि ॥ तेइंदिआणं तिण्णि

हवे पर्याप्ता बेइन्द्रियादिकना भवस्थिति कहे छे.

बेइन्द्रियनी बार वर्षनी; त्रीन्द्रियनी ४९ दिवसनी; चउरिन्द्रियनी ६ मासनी; असंज्ञी पंचेन्द्रिय तिर्यंच जळचरनी पूर्वकोडीनी; स्थलचरनी ८४ हजार अने खेचरनी ७२ हजार वर्षनी, संज्ञीपंचेन्द्रिय तिर्यंच जळचर, थलचर अने खेचरनी अनुक्रमे पूर्वक्रोड, त्रण पल्योपम अने पल्योपमना असंख्यातमा भागनी; गर्भज मनुष्यनी त्रण पल्योपमनी उत्कृष्ट भवस्थिति जाणवी अने जघन्य भवस्थिति सर्वेनी पण अंतर्मुहूर्तनी. सर्व अपर्याप्त जीवोनी तो उत्कृष्ट पण अंतर्मुहूर्तनी समजवी. सर्वे सूक्ष्म जीवो तेमज बादर निगोद, ए जीवोमा) पर्याप्तानी पण तेटली ज (अंतर्मुहूर्त) जाणवी. देव, नारकीनी उत्कृष्ट ३३ सागरोपमनी अने जघन्य १० हजार वर्षनी भवस्थिति समजवी. "अवगाहना ( देहमान. )"

प्रत्येक वनस्पति सिवाय सर्वे एकेन्द्रियनी अवगाहना आंगळना असंख्यातमा भागनी होय छे अने प्रत्येक वनस्पतिनी उत्कृष्ट अवगाहना साधिक एक हजार योजननी होय छे. बेइन्द्रियनी बार योजननी. त्रीन्द्रियनी

कोसा ॥ चउरिंदिआणं चउरो कोसा ॥ असन्निसन्निपंचिंदिअतिरिआणं जोअणसहस्सं ॥ सन्निमणुआणं तिण्णि कोसा ॥ एसा सव्वावि पज्जत्ताणं उक्कोसा ओगाहणा भणिआ । पज्जत्ताणं जहन्ना अपज्जत्ताणं तु दुविहावि अंगुलाऽसंखेज्जभागे ॥ देवाणं सत्त रयणी । नेरइआणं पंचधणुसयाणि[3] ॥ ठिइओगाहणाविसया विसेसा,कायठिई,पाणा,पज्जत्तीओ,लेसाओ, इच्चाइअं सुअसागराओ विआणिअव्वं ॥ इआणिं मिच्छद्दिट्ठिपभिईणं चउद्दसण्हं गुणठाणाणं ठिइकाले दंसिज्जइ ॥ मिच्छत्तस्स तिविहे ठिइकाले पण्णत्ते, तंजहा—अणाइअणंते १ अणाइसंते २ साइसंते अ ३ ॥ तत्थ अभव्वा पढमे भंगे, भव्वा दुइअतइएसु ॥ अणाइमिच्छादिट्ठिस्स भव्वस्स सम्मत्तलाभे मिच्छत्तस्स अंतभावाओ अणाइसंतत्तं । जे.

---

ત્રણ કોસની, ચઉરિન્દ્રિયની ચાર કોસની, અસન્ની અને સન્ની પચેન્દ્રિય તિર્યંચની એક હજાર યોજનની અને સન્ની મનુષ્યોની ત્રણ કોસની. આ સર્વ પણ અવગાહના પર્યાપ્તાઓની ઉત્કૃષ્ટ સમજવી.

પર્યાપ્તાની જઘન્ય અવગાહના અને અપર્યાપ્તની જઘન્ય ઉત્કૃષ્ટ બને પ્રકારની અવગાહના આંગળના અસંખ્યાતમા ભાગની જાણવી.

દેવતાની ( સ્વાભાવિક ઉત્કૃષ્ટ અવગાહના ) સાત હાથની અને નારકોની પાંચસો ધનુષ્યની સમજવી ( જઘન્ય અવગાહના તો ઉત્પાદ કાળે આંગળના અસંખ્યાતમા ભાગ પ્રમાણજ સમજવી ).

પૂર્વોક્ત ભવસ્થિતિ અને અવગાહના આશ્રી વિશેષ હકીકત, કાય સ્થિતિ. પ્રાણ, પર્યાપ્તિઓ અને લેશ્યાઓ ઇત્યાદિ સંબંધી વિશેષ અધિકાર શ્રુતસાગર ( વિશાળ આગમો )થી જાણવા યોગ્ય છે. હવે મિથ્યાદૃષ્ટિ પ્રમુખ ચૌદ ગુણસ્થાનકોનો સ્થિતિકાળ બતાવે છે. તેમાં મિથ્યાત્વનો ત્રણ પ્રકારે સ્થિતિકાળ શાસ્ત્રકારે બતાવ્યો છે તે આ પ્રમાણે—૧ અનાદિ અનંત, ૨ અનાદિ સાન્ત અને ૩ સાદિ સાન્ત. તેમાં અભવ્યો પહેલા ભાંગે, અને ભવ્યો બીજા ત્રીજા ભાંગે જાણવા. અભવ્યોને મિથ્યાત્વની આદિ તેમજ અન્ત નથી માટે અનાદિ અનંત ભાંગો તેમને લાગુ પડે છે ૧ અને અનાદિ મિથ્યાદૃષ્ટિ ભવ્યને સમ્યક્ત્વ પ્રાપ્ત થયે છતે મિથ્યાત્વનો અંત થવાથી અનાદિ સાન્ત (બીજો ભાંગો). ૨ તેમજ સમકિત પામેલા જે ભવ્યો મિ-

पुण लद्धसम्मत्ते मिच्छत्तं गच्छइ, मिच्छत्ते अ जहन्नेणं अंतोमुहुत्तं उक्कोसेणं देसूणमद्धपुग्गलपरिअट्टं ठाऊणं पुणोवि सम्मत्तं पयाइ, तस्स साइसंतं मिच्छत्तं ति ॥ सासायणं छावलीपमाणं, तं च अणंताणुबंधिकसाओदए उवसमिअसम्मत्तं वमंतस्स मिच्छत्तमगत्तस्स भवइ ॥ अविरयसम्मत्तस्स ठिइकाले साहिआइं तित्तीसं सागरोवमाइं ॥ देसविरयस्स सजोगिकेवलिणो अ देसूणा पुव्वकोडी ॥ अजोगिकेवलिस्स लहुपंचक्खरुच्चारमेत्तं ॥ मीसस्स पमत्ताईणं च सत्तण्हं अंतोमुहुत्तं ॥ एसे उक्कोसओ ठिइकाले ॥ जहन्नओ पुण सासायणस्स पमत्ताईणं च छण्हं एक्के समए ॥ अजोगिकेवलिस्स अजहन्नुक्कोसे पुव्वुत्ते च्चिअ काले ॥ सेसाणं छण्हं अंतोमुहुत्तं ॥[४]

॥ इइ जीवतत्तनिरूवणो नाम समयसारस्स पढमो अज्झाओ ॥ १ ॥

થ્યાત્વ પામે અને જઘન્યથી અતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ કંઇક ન્યૂન અર્ધ પુદ્ગલ પરાવર્ત પર્યંત મિથ્યાત્વમાં રહીને ફરી સમકિત પામે તેમને આશ્રી **સાદિ સાન્ત** ભાગો જાણવો. ૨. **સાસ્વાદન** ( સમકિત ) નો ૭ આવળી પ્રમાણ સ્થિતિકાળ ઉત્કૃષ્ટ જાણવો. તે ( સાસ્વાદન ) અનન્તાનુબંધી કષાયનો ઉદય થયે છતે ઉપશમ સમકિતને વમતો મિથ્યાત્વ નહિ પ્રાપ્ત થયેલાને હોઇ શકે છે. **અવિરત સમકિત દૃષ્ટિનો** ( ઉત્કૃષ્ટ ) સ્થિતિકાળ સાધિક તેત્રીશ સાગરોપમ કહ્યો છે. **દેશવિરતિ** અને **સયોગી કેવળીનો** સ્થિતિકાળ કંઇક ન્યૂન પૂર્વક્રોડ, **અયોગી કેવળીનો** સ્થિતિકાળ, અ, ઇ, ઉ, ઋ, લૃ લક્ષણ પાંચ હ્રસ્વ સ્વર ઉચ્ચાર પ્રમાણ, **મિશ્ર** અને **પ્રમત્તાદિક** સાત ગુણસ્થાનકનો સ્થિતિકાળ અતર્મુહૂર્ત પ્રમાણ જાણવો. ઉપર કહેલો સ્થિતિકાળ ઉત્કૃષ્ટથી સમજવો. જઘન્યથી તો **સાસ્વાદન** અને **પ્રમત્તાદિક** ૭ ગુણસ્થાનકોનો સ્થિતિકાળ એકસમયનોજ જાણવો. **અયોગી કેવળીનો** અજઘન્ય અનુત્કૃષ્ટ સ્થિતિકાળ પૂર્વોક્ત પંચ હ્રસ્વ સ્વર ઉચ્ચાર પ્રમાણજ સમજવો, અને બાકીના ૭ ગુણ સ્થાનકો મિથ્યાત્વ, મિશ્ર, અવિરત, દેશવિરત, ક્ષીણમોહ અને સયોગી કેવળીનો જઘન્ય સ્થિતિકાળ અંતર્મુહૂર્ત પ્રમાણ જાણવો.

॥ જીવતત્ત્વનિરૂપણનામપ્રથમાધ્યાયશબ્દાર્થઃ સમાપ્તઃ ॥

अजीवा पंचविहा पण्णत्ता, तंजहा—धम्मत्थिकाए १ अधम्मत्थिकाए २ आगासत्थिकाए ३ पुग्गलत्थिकाए ४ काले ५ अ ॥ एए पंचवि जीवत्थिकाएण समं छ दव्वाइं भण्णंति ॥ सव्वेऽवि उप्पायनासठिइसहावा ॥ कालं विणा पएसबाहुल्लेणं अत्थिकाया ॥ पुग्गलवज्जं अरूविणो ॥ जीववज्जं अचेअणा अकत्तारा ॥ तत्थ गइपरिणयाणं जीवपुग्गलाणं गइउवट्ठंभनिमित्त धम्मत्थिकाए ॥ ठिइपरिणयाणं ठिइउवट्ठंभहेऊ अधम्मत्थिकाए ॥ अवगाहदायगमागासं ॥ पूरणगलणधम्माणो पुग्गला ॥ ते अ फरिसरसगंधवण्णोववेआ ॥ सद्दबंधभेअसंठाणअंधयारायवुज्जोअच्छायासुहुमत्तथूलत्तसरूवा ॥ कम्मसरीरमणभासाआणपाणसुहदुक्खजीविअमरणोवग्गहहेऊ नायव्वा ॥ काले वट्टणापरिणामाइलक्खणे ॥ जीवा नाणदंसण-

---

તીર્થંકર દેવે અજીવ પાંચ પ્રકારના કહ્યા છે તે આ રીતે—

૧ ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય. ૩ આકાશાસ્તિકાય, ૪ પુદ્ગલાસ્તિકાય, અને ૫ કાળ. એ પાંચેને જીવાસ્તિકાય સાથે જોડતાં છ દ્રવ્યો કહેવાય છે.

એ સર્વે દ્રવ્યો ઉત્પાદ ( નવા પર્યાયપણે ઉપજવુ ), નાશ ( વર્તમાન પર્યાયનુ નાશ પામવુ ) અને સ્થિતિ ( મૂળ દ્રવ્યપણે બન્યુ રહેવું તે ) સ્વભાવવાળા છે.

કાળ શિવાયના પાંચ દ્રવ્યો ઘણા પ્રદેશવાળા હોવાથી **અસ્તિકાય** કહેવાય છે. પુદ્ગલ શિવાયના પાંચ દ્રવ્યો **અરૂપી** છે. જીવ શિવાયના પાંચ દ્રવ્યો **અચેતન જડ** અને **અકર્તા** છે. તે છએ દ્રવ્ય મધ્યે ગતિ–પરિણામ પામેલા જીવ અને પુદ્ગલોને ગતિસહાયક **ધર્માસ્તિકાય** છે. સ્થિતિ પરિણામ પામેલા જીવ પુદ્ગલોને સ્થિતિસહાયક **અધર્માસ્તિકાય** છે. સ્થાન–અવકાશ આપનાર આકાશ છે. વૃદ્ધિ હાનિ પામનારા પુદ્ગલો છે. તે પુદ્ગલો સ્પર્શ, રસ, ગંધ વર્ણ, વાળા છે. શબ્દ, બંધ, ભેદ, સંસ્થાન, અંધકાર, આતપ, ઉદ્યોત, છાયા, સૂક્ષ્મતા અને સ્થૂલતા સ્વરૂપવાળા, અને કર્મ, શરીર, મન, ભાષા, શ્વાસોશ્વાસ, સુખ, દુઃખ અને જીવિત મરણ પ્રસંગે જીવને ઉપકારક હેતુ જાણવા. વર્તના પરિણામાદિ લક્ષણ કાળ; અને જ્ઞાનદર્શન

**लक्खणा ॥ धम्माधम्मागासाणि दव्वट्ठयाए एक्किकाणि ॥ पुग्गला अद्धासमया जीवा य अणंता ॥ पएसट्ठयाए धम्माधम्माणं एगजीवस्स य लोगागासतुल्ला असंखा पएसा ॥ आगासस्स अणंता ॥ पुग्गलाणं परमाणुवज्जाणं संखिज्जा असंखिज्जा अणंता य ॥ धम्माधम्मा कसिणे लोगे चिट्ठंति ॥ आगासं लोगे अलोगेऽवि ॥ जोइसिअगइकिरिआकए काले मणुस्सलोगे ॥ पुग्गला जीवा य सव्वलोगे ॥ एगाइपएसावगाहिणो पुग्गला, लोगासंखिज्जभागाइअवगाहिणो जीवा ॥ एए च्चिअ धम्माइआ पंच अजीवा सपडिभेआ चउद्दस हवंति, तंजहा—धम्माधम्मागासाणं दव्व १ देस २ पदेस ३ कप्पणाए तिण्णि तिण्णि भेआ, एवं नव, दसमे काले, पुग्गलाणं**

---

લક્ષણવાળા જીવ જાણવા.

ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, અને આકાશ એ ત્રણ દ્રવ્યાર્થતાએ (દ્રવ્યપણે) એક એક દ્રવ્ય છે. પુદ્ગલો, કાળના સમયો અને જીવો અનંત છે. **પ્રદેશાર્થતાએ** (પ્રદેશપણે) ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને એક જીવના પ્રદેશ લોકાકાશના પ્રદેશતુલ્ય અસંખ્યાત છે. (લોક અને અલોક) આકાશના પ્રદેશ અનંતા છે. પરમાણુ સિવાયના પુદ્ગલ (સ્કંધો) ના પ્રદેશ સંખ્યાતા, અસંખ્યાતા, અને અનંતા હોય છે. ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય આખા લોકમાં (લોકાકાશ પ્રમાણ) છે. અને આકાશ લોકમાં તેમ જ અલોકમા પણ છે.

સૂર્યચંદ્રાદિકની ગતિક્રિયાવડે થયેલ સમય, આવલી, મુહૂર્તાદિક કાળ મનુષ્યલોકમાં પ્રવર્તે છે (કેમકે તેથી આગળ સૂર્ય ચંદ્રાદિક સ્થિર-નિશ્ચળ છે). પુદ્ગલો અને જીવો સમસ્ત લોકાકાશમાં વર્તે છે. પુદ્ગલો એકાદિ (લોકાકાશ) પ્રદેશોને અવગાહી રહે છે; અને જીવો લોકાકાશના અસંખ્યાતમા ભાગાદિકને અવગાહીને રહે છે એ સર્વ ધર્માસ્તિકાયાદિક પાંચે અજીવના ઉત્તર ભેદ ચૌદ થાય છે, તે આ રીતે-ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય એ ત્રણેના ૧ દ્રવ્ય,[1] ૨ દેશ[2] અને ૩ પ્રદેશની[3] કલ્પના વડે ત્રણ ત્રણ ભેદ ગણતાં ૯ ભેદ થાય છે; દશમો કાળ

---

૧ અખંડ વસ્તુ-ધર્માસ્તિકાયાદિક.
૨ કલ્પનાવડે કલ્પેલા તેના બે ચાર વિભાગ તે દેશ.
૩ અનિર્વિભાજ્યવિભાગ તે પ્રદેશ.

च खंध १ देस २ पएस ३ परमाणु ४ लक्खणा चउरो भेआ ॥

॥ इइ अजीवतत्तनिरूवणो नाम समयसारस्स बीओ अज्झाओ ॥ २ ॥

सुभासुभकम्मोवादाणनिदाणं आसवे ॥ से बायालीसविहे पण्णत्ते, तंजहा—पंच इंदिआणि, चउरो कसाया, पंच अव्वयाणि, तिण्णि जोगा, पणवीसं किरिआओत्ति ॥ तत्थ इंदिआणि फरिसणाइणि ॥ कसाया कोहादओ ॥ अव्वयाणि हिंसाईणि ॥ जोगा मणवयणकायाणं वावारा ॥ किरिआओ जहा—काइआ १ अहिगरणिआ २ पाओसिआ ३ पारितावणिआ ४ पाणाइवाइआ ५

અને પુદ્ગલોના ૧ સ્કંધ, ૨ દેશ. ૩ પ્રદેશ અને ૪ પરમાણુ[1] રૂપ ચાર ભેદ છે. એ સર્વેને એકત્ર ગણતાં ૧૪ ભેદ થાય છે.

॥ અજીવતત્વનિરૂપણનામાદ્વિતીયાધ્યાયશબ્દાર્થઃ સમાપ્તઃ ॥ ૨ ॥

શુભાશુભ કર્મ ( પુણ્ય-પાપ ) ઉપાર્જન કરવામાં નિદાન ( કારણ ) રૂપ આશ્રવ કહેવાય છે. તે આશ્રવ ૪૨ પ્રકારના ( જ્ઞાનીઓએ ) કહ્યા છે. તે આ રીતે ૫ ઇન્દ્રિયો, ૪ કષાય, ૫ અવ્રતો. ૩ યોગ (મન, વચન, કાયા) અને ૨૫ ક્રિયાઓ. તેમાં ઇન્દ્રિયો-સ્પર્શન, રસનાદિક; કષાય-ક્રોધાદિક; અવ્રત-હિંસા, અસત્યાદિક; યોગ-મન, વચન. કાયાના વ્યાપારરૂપ, [2]ક્રિયાઓ-૧ કાયિકી, ૨ અધિકરણકી, ૩ પ્રદ્વેષકી, ૪ પારિતાપનિકી, ૫ પ્રાણા-

૧ સ્કંધથી છુટા નહિ પડેલા પરમાણુ તે પ્રદેશ અને એજ છુટા પડી ગએલા તે પરમાણુઓ કહેવાય છે.

૨ કાયાને અજયણાએ પ્રવર્તાવતાં લાગે તે કાયિકી ૧, ખડ્ગાદિક શસ્ત્રોને તિ શુદ્ધિ વિગેરેનું જોડવું તે અધિકરણકી ૨, જીવાજીવ વિષય દ્વેષ કરવાથી પ્રાદ્વેષિકી ૩, પુત્ર કલત્રાદિના વિયોગ દુઃખથી હૃદયતાડન શિરસ્ફોટનાદિ કરવું. અથવા પરને પરિતાપ ઉપજાવવો તે પારિતાપનિકી ૪. સ્વર્ગાદિ નિમિત્તે પોતાના અથવા ક્રોધ લોભાદિકે પરના પ્રાણનો વિયોગ કરાવવો તે પ્રાણાતિપાતિકી ૫,

**आरंभिआ ६ पारिग्गहिआ ७ मायावत्तिया ८ मिच्छादंसणवत्तिया ९ अपच्चक्खाणकिरिआ १० दिट्ठिआ ११ पुट्ठिआ १२ पाडुच्चिआ १३ सामंतोवणिवाइआ १४ नेसत्थिआ १५ साहत्थिआ १६ आणवणिआ १७ वेआरणिआ १८ अणाभोगवत्तिआ १९ अणवकंखवत्तिया २० पओगकिरिआ २१ समुदाणकिरिआ २२ पेज्जवत्तिया २३ दोसवत्तिया २४ इरियावहिआ २५ य ॥ एवं साम-**

तिपातिकी, ૬ આરંભિકી, ૭ પારિગ્રહિકી, ૮ માયાપ્રત્યયકી, ૯ મિથ્યાદર્શન પ્રત્યયકી, ૧૦ અપ્રત્યાખ્યાનકી, ૧૧ દષ્ટિકી. ૧૨ પૃષ્ટિકી અથવા સ્પૃષ્ટિકી, ૧૩ પ્રાતીત્યિકી, ૧૪ સામંતોપનિપાતિકી, ૧૫ નૈસૃષ્ટિકી, ૧૬ સ્વાહસ્તિકી, ૧૭ આજ્ઞાપનિકી, ૧૮ વૈદારણિકી અથવા વૈતારણિકી, ૧૯ અનાભોગપ્રત્યયિકી, ૨૦ અનવકાંક્ષપ્રત્યયિકી, ૨૧ પ્રાયોગિકી, ૨૨ સામુદાનિકી, ૨૩ પ્રેમિકી, ૨૪ દ્વૈષિકી, ૨૫ ઐર્યાપથિકી.

જીવાજીવ સબંધી આરંભ કરવો તે **આરંભકી** ૬, જીવાજીવ વિષય પરિગ્રહથી થાય તે **પારિગ્રાહિકી** ૭, પરને ઠગવાથી **માયાપ્રત્યયિકી** ૮, જિનવચનમા અશ્રદ્ધા કરવાથી **મિથ્યાદર્શન પ્રત્યયિકી** ૯, મયમાદિનો વિઘાત કરનારા કષાયાદિને ન તજવાથી **અપ્રત્યાખ્યાનિકી** ૧૦, જીવાજીવાદિ પદાર્થોને કુતૂહલવડે જોવાથી **દૃષ્ટિકી** ૧૧, રાગદ્વેષાદિવડે જીવાજીવ સ્વરૂપ પૂછવાથી **પૃષ્ટિકી** અથવા રાગાદિવડે સ્ત્રીયાદિકને સ્પર્શ કરવાથી **સ્પૃષ્ટિકી** ૧૨, જીવાજીવને આશ્રીને કર્મબંધ થાય તે **પ્રાતિત્યકી** ૧૩, પોતાના ગાય અશ્વાદિકની કોઈ પ્રશંસા કરે તેથી રાજી થવું તે **સામંતોપનિપાતિકી** ૧૪, રાજાદિકના આદેશથી મનુષ્યાદિ જીવોનું અથવા પાષાણાદિ અજીવોનુ યંત્રોવડે નિસર્જન કરવું તે **નૈસૃષ્ટિકી** ૧૫, પોતાને હાથે જીવાજીવને તાડના કરવાથી **સ્વાહસ્તિકી** ૧૬, જીવાજીવને આજ્ઞા કરવાથી **આજ્ઞાપનિકી** ૧૭. જીવાજીવનું વિદારણ કરવાથી **વૈદારણિકી** અથવા જીવાજીવના વિક્રયમાં પરને ઠગવાથી **વૈતારણિકી** ૧૮, અપ્રમાર્જિત પ્રદેશમા શરીર ઉપકરણાદિ મૂકવાથી **અનાભોગ પ્રત્યયિકી** ૧૯, ઈહ, પરલોક વિરૂદ્ધ કાર્યના સેવનથી **અનવકાંક્ષ પ્રત્યયિકી** ૨૦, મન-વચન-કાયાવડે સાવદ્ય કાર્ય કરવાથી **પ્રાયોગિકી** ૨૧, આઠે પ્રકારના કર્મ સમકાળે બાંધવાથી **સામુદાનિકી** ૨૨, માયાલોભનિશ્રિત અથવા રાગોત્પાદક વચન બોલવાથી **પ્રેમિકી** ૨૩, ક્રોધમાનનિશ્રિત અથવા ક્રોધની ઉપર દ્વેષ કરવાથી **દ્વૈષિકી** ૨૪, અકષાયી એવા ઉપશાંતમોહાદિકને માત્ર બે સમયની સ્થિતિના કર્મ માત્ર કાયયોગવડે જે બંધાય તે **ઐર્યાપથિકી** ૨૫.

न्नेणं परूविआ आसवा । इण्हिं विसेसेणं नाणावरणाइनिस्साए परूविज्जंति ॥ तंजहा—नाणदंसणविसया पओसनिण्हवमच्छरंत-रायासायणोवघाया नाणदंसणावरणाणं आसवा ॥ देवपूआगुरु-भत्तिसरागसंजमदेससंजमपत्तदाणदयाखमाबालतवअकामनिज्जराओ सायवेअणीस्स ॥ दुक्खसोगतावअक्कंदणवहपरिदेवणाणि सपरोभ-यत्थाणि असायवेअणीस्स ॥ जिणसुअसंघदेवधम्मावण्णवायउ-म्मग्गदेसणमग्गनासणाणि दंसणमोहस्स ॥ कसाओदयाओ तिव्वे परिणामे चारित्तमोहस्स ॥ पंचिंदिअवहमंसाहारबहुआरंभपरिग्गहा

---

એમ સામાન્ય રીતે ( કર્મ આગમન નિદાનરૂપ ) આશ્રવો પ્રરૂપ્યા હવે વિશેષે જ્ઞાનાવરણીયાદિ કર્મ સંબંધી—આશ્રવો સંબંધી વર્ણન કરે છે. જ્ઞાન—જ્ઞાની દર્શન—દર્શની પ્રત્યે પ્રદ્વેષ. [1]અપલાપ. [2]મત્સર, ( ભાતપાણીનો ) અંતરાય અવિનયાદિ આશાતના અને ઉપઘાત(મારણાદિ)એ જ્ઞાનાવરણીય તથા દર્શનાવરણીય કર્મના આશ્રવ સમજવા. દેવપૂજા, ગુરૂભક્તિ, સરાગ સં-યમ, દેશવિરતિ સંજમ, પાત્રદાન, દયા, ક્ષમા, બાળ(અજ્ઞાન)તપ અને અકામ નિર્જરા એ સર્વ શાતા વેદનીય કર્મના આશ્રવો છે. દુઃખ, શોક, સંતાપ આક્રંદ, વધ અને અફસોસ સ્વપર ઉભય સંબંધી એ બધાયે અશાતા વેદનીય કર્મના આશ્રવ જાણવા.

કેવળી, શ્રુત, સંઘ, તીર્થંકર અને ધર્મસંબંધી અવર્ણવાદ ( નિંદા ), ઉન્માર્ગદેશના અને સન્માર્ગ લોપન એ દર્શન મોહનીય કર્મના આશ્રવ છે. ક્રોધાદિક કષાયના ઉદયથી તીવ્રસંક્લિષ્ટ પરિણામ થાય તે ચારિત્ર મોહ-નીય કર્મના આશ્રવ જાણવા.

પંચેન્દ્રિય વધ, માંસાહાર અને બહુ આરંભ પરિગ્રહ એ નારકીના આયુષ્ય સંબંધી આશ્રવ જાણવા.

---

૧ જ્ઞાની ગુરૂ વિગેરેનું નામ ગોપવવું—છુપાવવું—પ્રકાશવું નહિં તે.

૨ તેમના ગુણગૌરવ સહી ન શકાય તે, તેમની પૂજા—ભક્તિ થતી દેખીને મનમાં ખેદ ધરી બળવું તે.

नेरइआउअस्स। अट्टज्झाणसल्लत्तगूढचित्त्ताणि तिरिआउअस्स। अप्पारंभपरिग्गहत्तमद्दवअज्जवमज्झिमपरिणामा मणुआउअस्स।सरागसंजमदेससंजमअकामनिज्जराबालतवकल्लाणमित्तसंजोगसम्मत्ताणि देवाउअस्स ॥ सरलत्तसंसारभीरुत्तसाहम्मिअभत्तिखमाओ सुहनामस्स, विवरीआ असुहनामस्स ॥ अरिहंतवच्छल्लाई वीसं आसवा तित्थगरनामस्स ॥ मयरहिअत्तविणीअत्तगुणवंतपसंसाओ उच्चगोअस्स, विवरीआ नीअगोअस्स ॥ जिणपूआविग्धकरणहिंसाइआ विग्धस्स ॥ एए अ पइकम्मं पडिनिअया आसवा ठिइअणुभागबंधाविक्खाए विण्णेआ। पगइपएसबंधाविक्खाए पुण अविसे-

આર્ત્તધ્યાન, સશલ્યપણુ[1] અને ગૂઢ ચિત્તપણું[2] એ **તિર્યંચ આયુષ્યના** આશ્રવ છે. અલ્પ આરંભ–પરિગ્રહપણું, મૃદુતા (નમ્રતા), સરલતા અને અતિ ઉત્કૃષ્ટ કે નિકૃષ્ટ નહિ એવા મધ્યમ પરિણામ એ **મનુષ્ય આયુષ્યના** આશ્રવ છે. [3]સરાગ સંજમ દેશવિરતિ સંજમ, અકામ નિર્જરા, બાળ (મિથ્યાત્વ યુક્ત) તપ, [4]કલ્યાણ મિત્રનો સમાગમ અને સમ્યક્ત્વ એ **દેવ આયુષ્યના** આશ્રવ જાણવા. સરલપણું ભવભીરૂપણું, સાધર્મિક ભક્તિ અને ક્ષમા **શુભ નામકર્મ**ના આશ્રવ છે, તેથી વિપરીત (માયાવીપણું વિગેરે) **અશુભ નામકર્મ**ના આશ્રવ છે. અરિહંત વાત્સલ્ય (દેવભક્તિ) પ્રમુખ વીશ સ્થાનકો **તીર્થંકર નામકર્મ**ના આશ્રવ છે. મદ–અભિમાન રહિતપણું, વિનીતપણું (નમ્રતા,) અને ગુણવંતની પ્રશંસા એ **ઉચ્ચ ગોત્ર** કર્મના અને એથી વિપરીત **નીચ ગોત્રકર્મ**ના આશ્રવ છે. જિનપૂજામાં અંતરાય કરવો, જીવહિંસાદિકમાં તત્પર રહેવુ એ **અંતરાય કર્મ**ના આશ્રવ જાણવા, પૂર્વોક્ત પ્રતિકર્મ (એક એક કર્મ આશ્રયી) પ્રતિનિયત (ચોક્કસ) આશ્રવો સ્થિતિબંધ અને રસબંધની અપેક્ષાએ સમજવા; પ્રકૃતિબંધ અને પ્રદેશબંધની અપેક્ષાએ તો

૧ મૂળ ઉત્તર ગુણમાં લાગેલા અતિચારાદિ દોષની આલોચના નિંદા ન કરવી તે ૨ **ઉદાયી** રાજાનું ખુન કરનારની પેરે જેના મનનો ગૂઢ અભિપ્રાય કળાય નહિ તે. ૩ સંજ્વલન કષાયનો જેમાં ઉદય વર્તે છે તે. (વીતરાગ સંયમ નહિ.) ૪ સંસારરૂપી કેદખાનામાં પડેલા આત્માને વિવિધ ઉપદેશો વડે ધર્મમાં જે પ્રેરણા કરે તે **કલ્યાણમિત્ર.**

सेणं सव्वेऽवि सव्वकम्माणं आसवा भवंति ॥ जओ सिद्धंते अट्ठविहे सत्तविहे छव्विहे एगविहे वा बंधे भणिए, नो पुण पडिनिअयस्स कम्मस्स बंधे ॥ तत्थ मिच्छद्दिट्ठिपभिईणं अपमत्तंताणं मीसवज्जाणं आउबंधे अट्ठविहे, अन्नहा सत्तविहे ॥ मिस्सनियट्टिअनियट्टिबायराणं सत्तविहे ॥ सुहुमसंपरायस्स मोहाउवज्जे छव्विहे ॥ उवसंतमोहाईणं तिण्हं सायस्स च्चिअ बंधाओ एगविहे ॥ अजोगिकेवली अबंधगे ॥

## ॥ इइ आसवतत्तनिरूपणो नाम समयसारस्स तइओ अज्झाओ ॥ ३ ॥

मिच्छादंसणअविरइपमायकसायजोगेहिं बंधहेऊहिं जीवस्स कम्मपुग्गलाणं सिलेसे बंधे ॥ से चउव्विहे पण्णत्ते, तंजहा—पगइ-

---

सामान्य रीते पूर्वोक्त सर्वे सर्व कर्मना आश्रव होई शके छे, केमके सिद्धान्तमां आठ प्रकारनो, सात प्रकारनो, ७ प्रकारनो अथवा एक प्रकारनो बंध कहेलो छे. परंतु प्रतिनियत कर्मनो बंध कहेलो नथी. तेमां मिश्रगुणुस्थानक वर्जित मिथ्यात्वगुणुस्थानकथी मांडी अप्रमत्त गुणुस्थानक पर्यंत आयुष्य बंध होय ते समये अष्टविध (आठ) कर्मनो बंध अने आयुष्य बंध सिवायनो सप्तविध (सात) कर्मनो बंध कह्यो छे. मिश्र, निवृत्ति बादर अने अनिवृत्ति बादर ए त्रणु गुणुस्थानके सात प्रकारनो कर्मबंध; सूक्ष्म संपराय गुणुस्थानके मोहनीयकर्म अने आयुष्यकर्म सिवाय ७ प्रकारनो कर्मबंध; उपशान्तमोह, क्षीणु मोह अने सयोगी गुणुस्थानके केवळ एक साता वेदनीयनोज बंध होवाथी एक कर्मनोज-बंध अने अयोगी केवळीने कोइपणु कर्मना बंधनो अभाव होवाथी अबंधक कहेला छे.

॥ आश्रवतत्त्व निरूपणुनामा तृतीय अध्याय शब्दार्थ संपूर्ण. ॥

मिथ्यात्व, अविरति, प्रमाद, कषाय अने मन वचन कायाना योगरूप बंध हेतुओवडे जीवनो कर्म पुद्गलो साथे संबंध थाय ते बंध कहेवाय छे. ते बंध चार प्रकारनो छे. १ प्रकृतिबंध, २ स्थितिबंध,

बंधे १ ठिइबंधे २ अणुभागबंधे ३ पएसबंधे ४ अ ॥ तत्थ नाणावरणदंसणावरणवेयणिज्जमोहआउनामगोत्तंतरायाणं नाणच्छायणाई जे सहावे सा पगई ॥ ठिई कम्मदलिअस्स कालनिअमणं, जहा—"नाणदंसणावरणवेअणिज्जंतरायाणं उक्कोसा ठिई पत्तेअं तीसं सागरोवमकोडाकोडीओ, सत्तरी मोहस्स, वीसं नामगोआणं, आउस्स पुण तित्तीसं सागरोवमाणि ॥ जहन्ना ठिई वेअणीअस्स बारस मुहुत्ता, नामगोत्ताणं अट्ठ, सेसाणं अंतोमुहुत्तं ॥" सुहासुहाणं सुरनरतिरिआउवज्जाणं सव्वाणं कम्मपयडीणं उक्किट्ठिई अइसंकिलेसेण बज्झइ,जहन्ना विसोहीएत्ति ॥ अणुभागे अणुभावे विवागे रसेत्ति एगट्ठा ॥ से असुहाणं पयडीणं निंब व्व असुहे, सुहाणं उच्छु व्व सुहे त्ति पयडीणं सुहासुहविभागे परूविज्जइ ॥ सायवेअणीअं १ । सुरनरतिरिआणं आउआइं ३ । उच्चगोअं १ । सत्तत्तीसं नाम-

३ रसबंध, ४ प्रदेशबंध. તેમાં જ્ઞાનાવરણી, દર્શનાવરણી, વેદનીય, મોહનીય. આયુ, નામ, ગોત્ર અને અંતરાય કર્મોનો જે જ્ઞાન–આચ્છાદનાદિક સ્વભાવ તે **પ્રકૃતિબંધ;** કર્મનાં દળીયાં સંબંધી કાળ નિર્માણ તે **સ્થિતિબંધ;** તે આવી રીતે "જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય અને અંતરાય એ ચારે કર્મની પ્રત્યેકે ઉત્કૃષ્ટ **સ્થિતિ** ત્રીશ કોડાકોડ સાગરોપમની, મોહનીય કર્મની ૭૦ કોડાકોડ સાગરોપમની, નામ અને ગોત્રકર્મની ૨૦ કોડાકોડ સાગરોપમની અને આયુષ્ય કર્મની તેત્રીશ સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિ જાણવી. **જઘન્ય સ્થિતિ** વેદનીયકર્મની બાર મુહૂર્તની, નામ ગોત્રની આઠ આઠ મુહૂર્તની અને બાકીનાં કર્મોની અંતર્મુહૂર્ત પ્રમાણ (જઘન્ય સ્થિતિ) જાણવી." દેવ મનુષ્ય અને તિર્યંચ આયુ વર્જીને શુભાશુભ સર્વ કર્મ પ્રકૃતિની ઉત્કૃષ્ટ **સ્થિતિ** અતી સંકલેશવડે બંધાય છે અને **જઘન્ય સ્થિતિ** (પરિણામની) વિશુદ્ધિવડે બંધાય છે.

**અનુભાગ, અનુભાવ, વિપાક** અને **રસ** એ બધાયે એક અર્થવાળા પર્યાય શબ્દો છે. તે રસ–વિપાક **અશુભ કર્મ**–પ્રકૃતિઓનો લીમડાની જેવો **અશુભ** અને શુભ પ્રકૃતિઓનો શેલડીની જેવો **શુભ** છે. તેથી શાસ્ત્રકાર કર્મપ્રકૃતિઓના **શુભાશુભ વિભાગ** બતાવે છે–૧ શાતાવેદનીય, ૩ દેવ

पयडीओ, तंजहा—मणुआणं गई १ आणुपुव्वी अ २, देवाणं गई ३ आणुपुव्वी अ ४, पंचिंदिअजाई ५, ओरालिआईणि पंच सरीराणि १०, आइल्लाणं तिण्हं तिण्णि अंगोवंगाणि १३, पढमं संहणणं १४, पढमं संठाणं १५, सुहा वण्ण १६ गंध १७ रस १८ फासा १९, सुहविहगगई २०, अगुरुलहु २१ पराघाय २२ ऊसासा २३ ऽऽयवु २४ ज्जोअ २५ निम्माण २६ तित्थयराणि २७, तसदसगं च ३७, एआओ सुहाओ बायालीसं 'पुण्णपयडीउत्ति' रूढाओ ॥ पंच नाणावरणाणि ५, नव दंसणावरणाणि ९, मिस्ससम्मत्ताणं बंधाभावाओ छव्वीसभेए मोहे २६, पंच अंतरायाणि ५, एआओ पणयालीसं ४५ घाइचउक्कपयडीओ। असायवेअणीअं १। नेरइआउअं १। नीअगोअं १। चउत्तीसं नामपयडीओ, तंजहा—

મનુષ્ય અને તિર્યંચનાં આયુષ્ય, ૧ ઉચ્ચ ગોત્ર તથા **નામકર્મની ૩૭ પ્રકૃતિઓ**—મનુષ્યગતિ અને આનુપૂર્વી (૨), દેવગતિ અને આનુપૂર્વી (૪), પંચેન્દ્રિય જાતિ (૫), ઔદારિકાદિક [1]પાંચ શરીર (૧૦), પ્રથમના ત્રણ શરીરના [2]ત્રણ અંગોપાંગ (૧૩), [3]પ્રથમ સંઘયણ (૧૪), [4]પ્રથમ સંસ્થાન (૧૫), શુભ વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ (૧૯), શુભ વિહાયોગતિ (૨૦), અગુરુલઘુ (૨૧), પરાઘાત (૨૨), ઉચ્છ્વાસ (૨૩), આતપ (૨૪), ઉદ્યોત (૨૫), નિર્માણ (૨૬), તીર્થંકર (૨૭), અને [5]ત્રસ દશક (૩૭) એ ૪૨ પુન્ય (શુભ) પ્રકૃતિઓ પ્રસિદ્ધ છે. ( હવે ૮૨ (અશુભ ) પાપ પ્રકૃતિઓ વર્ણવે છે).

પાંચ જ્ઞાનાવરણ, નવ દર્શનાવરણ, મિશ્રમોહનીય અને સમકિત મોહનીયના બંધનો અભાવ હોવાથી બાકીની ૨૬ મોહનીય પ્રકૃતિ, પાંચ અંતરાય એ **રીતે ૪૫ પ્રકૃતિઓ ચાર ઘાતિકર્મની** કહી; અને અસાતાવેદનીય, નારકીનું આયુષ્ય, નીચ ગોત્ર અને **૩૪ નામકર્મની પ્રકૃતિ**, તિર્યંચ-

૧ ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ અને કાર્મણ. ૨ ઔદારિક અંગોપાંગ, વૈક્રિય અંગોપાંગ અને આહારક અંગોપાંગ જાણવા. ૩ વજ્રઋષભનારાચ. ૪ સમચતુરસ્ર. ૫ ત્રસ, બાદર, પર્યાપ્ત, પ્રત્યેક, સ્થિર, શુભ, સુભગ (સૌભાગ્ય), સુસ્વર, આદેય, અને યશનામકર્મ.

तिरिआणं गई १ आणुपुव्वी अ २, नेरइआणं गई ३ आणुपुव्वी अ ४, एगिंदिआईओ चउरो जाईओ ८, पढमवज्जाणि पंच संहणणाणि १३, पंच संठाणाणि अ १८, असुहा वण्णगंधरसफासा २२, असुहविहगगई २३, उवघायं २४,[1] थावरदसगं च ३४। एवं सव्वग्गेणं असुहाओ वासीई 'पावपयडिउत्ति' भण्णंति ॥ निंबुच्छुपमुहाणं [2]सहजे रसे एकट्ठाणिए, से च्चिअ दुतिचउभागपमाणे कढिए एक्कभागावसेसे दुट्ठाणिआईए होइ, एसा उवमा पयडिरसस्स भणिआ॥ पव्वयभूमिवालुयाजलरेहातुल्लेहिं कसाएहिं असुहाणं जहाकमं चउतिदुइक्कट्ठाणिए रसे वज्झइ। सुहाणं तु वालुआजलरेहातुल्लेहि चउट्ठाणिए, भूमिरेहातुल्लेहिं तिट्ठाणिए, पव्वयरेहातुल्लेहिं दुट्ठाणिए, एकट्ठा-

---

ગતિ અને આનુપૂર્વી (૨), નરકગતિ અને આનુપૂર્વી (૪), એકેન્દ્રિયાદિ ચાર જાતિ (૮); પ્રથમ સિવાયનાં પાંચ સંઘયણ (૧૩), પાંચ સંસ્થાન (૧૮), અશુભ વર્ણ, ગધ, રસ અને સ્પર્શ (૨૨), અશુભ વિહાયોગતિ (૨૩) ઉપઘાત (૨૪), અને [1]સ્થાવરદશકો (૩૪) એ રીતે સર્વે મળીને **૮૨ અશુભ પાપ પ્રકૃતિઓ કહેવાય છે.**

લીમડાનો તથા શેલડી પ્રમુખનો સ્વાભાવિક રસ [2]એક ઠાણીઓ લેખાય અને તે રસ બે, ત્રણ, ચાર ભાગ પ્રમાણ કઢાયે છતે એક ભાગ અવશેષ રહ્યે છતે **બે ઠાણીઓ** વિગેરે કહેવાય. એ ઉપમા **પ્રકૃતિના રસની** જાણવી.

પર્વત અને ભૂમિની ફાટ, વેળુ અને જળમાંની રેખા સમાન કષાયોવડે અશુભ કર્મોનો અનુક્રમે **ચાર, ત્રણ, બે** અને **એક ઠાણીઓ** રસ બંધાય છે, ત્યારે શુભ કર્મોનો રસ વેળુ અને જળરેખા સમાન કષાયવડે

---

૧ સ્થાવર, સૂક્ષ્મ, અપર્યાપ્ત, સાધારણ, અસ્થિર, અશુભ, દુર્ભગ (દૌર્ભાગ્ય) દુસ્વર, અનાદેય અને અપયશ નામકર્મ એ સ્થાવરદશકો જાણવો.

૨ સહજ રસ (કઢયા વગરનો મીઠો કે કડવો) એક ઠાણીયો, તેનેજ કઢતાં (ઉકાળતાં) અર્ધો બાકી રહે તે બે ઠાણીયો, બે ભાગ બળી જાય ત્રીજો ભાગ શેષ (બાકી રહે) એવો રસ ત્રણ ઠાણીયો અને ત્રણ ભાગ બળી જાય ચોથો ભાગ બાકી રહે તે ચોઠાણીયો જાણવો.

णिए नत्थि ॥ चउसंजलणपंचंतरायपुंवेअमइसुयओहिमणनाणचक्खु-अचक्खुओहिदंसणावरणरूवाओ सत्तरसपयडीओ इगदुतिचउट्ठाणि-अरसाओ, सेसाओ सुहाओ असुहाओ अ दुतिचउट्ठाणिअरसाओ निद्दिट्ठाओ ॥ संकिलेसेणं असुहाणं पयडीणं तिव्वे रसे भवइ, विसोहीए मंदे ॥ सुहाणं पुण विसोहीए तिव्वे, संकिलेसेणं मंदेत्ति॥ पएसा कम्मवग्गणादलिअसरूवा ॥ इह खलु जीवे निअसव्वपएसेहिं अभव्वाणंतगुणपएसनिप्फन्ने सव्वजीवाणंतगुणरसच्छेओववेए एगपएसोगाढे अभव्वाणंतगुणे कम्मवग्गणाखंधे पइसमयं गिण्हेइ ॥ गिण्हित्ता तम्मज्झाओ थोवंदलिअं आउस्स, तओ विसेसाहिअं परोप्परं तुल्लं नामगोत्ताणं, तओ विसेसाहिअं परोप्परं तुल्लं नाणावर-

---

(વિશુદ્ધ પરિણામે) ચઉઠાણીયો, ભૂમિફાટ સમાન કપાયવડે (મધ્યમ પરિણામે) ત્રણ ઠાણીયો અને પર્વતની ફાટ સમાન કપાયવડે બે ઠાણીયો બંધાય છે. એક ઠાણીયો શુભ રસ બંધાતો નથી; (૨–૩–૪ ઠાણીયોજ બંધાય છે) ચાર સંજ્વલન (કપાય). પાંચ અંતરાય (દાન–લાભ–ભોગ–ઉપભોગ–વીર્ય અંતરાય), પુરૂષવેદ, મતિ–શ્રુત–અવધિ–મનઃપર્યવજ્ઞાનના આવરણ, ચક્ષુ–અચક્ષુ–અવધિદર્શનના આવરણરૂપ ૧૭ પ્રકૃતિએ। ૧–૨–૩–૪ સ્થાનિક રસવાળી અને બાકીની અશુભ તેમજ શુભ પ્રકૃતિએ। ૨–૩–૪ સ્થાનિક રસવાળા કહી છે. સંક્લેશ (મલીન અધ્યવસાય) વડે અશુભ પ્રકૃતિઓનો તીવ્ર (આકરો) રસ થાય છે અને અધ્યવસાયની શુદ્ધિ થતાં મંદ રસ થાય છે. શુભ પ્રકૃતિઓનો તો અધ્યવસાયની શુદ્ધિવડે તીવ્ર રસ થાય છે અને અધ્યવસાયની મલીનતા થતાં તે રસ મંદ પડી જાય છે.

પ્રદેશ બંધ તે કર્મવર્ગણાનાં દળીયાં (મેળવવા) રૂપ સમજવો.

આ પારાવાર સંસારમાં ભમતાં જીવ પોતાના સર્વ (લોકાકાશ પ્રમાણ અસંખ્ય) પ્રદેશોવડે, અભવ્યોથી અનંતગુણા પ્રદેશ–દળથી બનેલા અને સર્વ જીવથી અનંતગુણા રસચ્છેદ કરી યુક્ત, સ્વપ્રદેશમાંજ રહેલા (બહારના નહિ), અભવ્યોથી અનંતગુણા (અને સિદ્ધથી અનંતમા ભાગના) કર્મ વર્ગણાના સ્કંધો પ્રતિસમય ગ્રહણ કરે છે. ગ્રહણ કરીને તેમાંથી થોડાં દળીયાં આયુકર્મને, તેથી વિશેષાધિક અને પરસ્પર તુલ્ય દળીયાં નામ-

णदंसणावरणंतरायाणं, तओ विसेसाहियं मोहस्स, तओ विसेसाहिअं वेअणीयस्स विभइत्ता निअपएसेसु खीरनीरनाएणं अग्गिलोहपिंडनाएणं वा संबंधेइ ॥ एसा कम्मदलिअस्स अट्ठभागकप्पणा अट्ठविहबंधगेसु । सत्तविहाइबंधगेसु सत्तभागाइकप्पणा कायव्वा ॥ पयडिपएसबंधाणं जोगा हेऊ। ठिइअणुभागबंधाणं कसाया ॥ पुट्ठ १ बद्ध २ निधत्त ३ निकाइअ ४ भेअभिन्ने वा चउव्विहे बंधे ॥

॥ इइ बंधतत्तनिरूवणो नाम समयसारस्स चउत्थो अज्झाओ ॥ ४ ॥

---

आसवाणं निरोहे संवरे पण्णत्ते ॥ से अ समिइगुत्तिपरीसहजइधम्मभावणाचरित्तेहिं कम्मपुग्गलादाणसंवरणाओ सत्तावन्नविहे

---

અને ગોત્રકર્મને, તેથી વિશેષાધિક અને પરસ્પર તુલ્ય દળીયા જ્ઞાનાવરણ, દર્શનાવરણ અને અંતરાય કર્મને, તેથી વિશેષાધિક મોહનીય કર્મને અને તેથી વિશેષાધિક વેદનીય કર્મને વહેંચી આપી નિજ આત્મપ્રદેશમાં ક્ષીર નીરની પેરે અથવા લોહ અગ્નિની પેરે તે કર્મવર્ગણાના સ્કંધો સાથે મળી જાય છે. કર્મદળીયાની આ આઠ ભાગની કલ્પના અષ્ટવિધ કર્મબંધકો આશ્રયી સમજવી. સાત, છ અને એકવિધ બંધકોને વિષે તેટલાજ ભાગની કલ્પના કરવી. પ્રકૃતિબંધ અને પ્રદેશબંધના હેતુ (મન, વચન અને કાયાના) યોગ જાણવા. સ્થિતિબંધ અને રસબંધના હેતુ ક્રોધાદિક કષાયો જાણવા. તેમજ વળી [1]સ્પૃષ્ટ, બદ્ધ, નિધત્ત અને નિકાચિત એ રીતે પણ ચાર પ્રકારનો બંધ શાસ્ત્રમાં કહેલો છે. (ઇતિ બંધવિચાર.)

( બંધતત્ત્વ નિરૂપણનામા ચતુર્થ અધ્યાય શબ્દાર્થ: સંપૂર્ણ. )

---

આશ્રવોનો નિરોધ કરવો તે સંવર કહ્યો છે. સમિતિ, ગુપ્તિ, પરીસહ, યતિધર્મ, ભાવનાઓ અને ચારિત્રવડે કર્મપુદ્‍ગલ ગ્રહણ કરવાનો નિરોધ (અટકાવ) થવાથી તે સંવર સત્તાવન પ્રકારનો થાય છે. તેમાં

---

૧ છુટી સોયો, સુત્રથી બાંધેલી સોયો, લોઢાના બંધનથી બાંધેલી સોયો અને હથોડે ટીપી નાખેલી સોયોના દૃષ્ટાન્તથી સ્પૃષ્ટાદિ બંધો જાણવા.

भवइ ॥ तत्थ इरियाईओ **समिईओ पंच** ॥ जोगनिग्गहरूवाओ **गुत्तीओ** तिण्णि ॥ खुहाइआ **परीसहा** वावीसं ॥ खंतिप्पमुहे दसविहे **जइधम्मे** ॥ अणिच्चयाइआओ दुवालस **भावणाओ** ॥ सामाइआइआइ पंच **चारित्ताइं** ॥

**॥ इइ संवरतत्तनिरूवणो नाम समयसारस्स पंचमो अज्झाओ ॥ ५ ॥**

---

अणुभूअरसाणं कम्मपुग्गलाणं परिसडणं **निज्जरा** ॥ सा दुविहा पण्णत्ता, सकामा अकामा य ॥तत्थ **अकामा** सव्वजीवाणं॥ तहा हि—**एगिंदिआइआ तिरिआ** जहासंभवं छेअभेयसीउण्हवासजलग्गिछुहापिवासाकसंकुसाईहिं,**नारगा** तिविहाए वेअणाए, **मणुआ** छुहापिवासावाहिदालिद्दचारगनिरोहाइणा, देवा पराभिओगकिब्बि-

---

ઈર્યાદિક સમિતિ[1] પાંચ; મન, વચન, કાયાના યોગ (વ્યાપાર) નિગ્રહરૂપ ગુપ્તિઓ[2] ત્રણ; ક્ષુધાદિક પરીસહો બાવીસ; ક્ષમા પ્રમુખ યતિધર્મ દશવિધ; અનિત્યાદિક ભાવનાઓ બાર અને [3]સામાયકાદિ ચારિત્ર પાંચ.
(સંવરતત્ત્વ નિરૂપણનામા પંચમ અધ્યાય શબ્દાર્થઃ સમાસઃ)

---

ભોગવાઇ ગયેલા રસવાળા કર્મપુદ્ગલોનુ પરિશાટન થવુ (ખરી જવું) તે નિર્જરા કહેવાય છે. તે બે પ્રકારની ૧ સકામ, ૨ અકામ ભેદે કરીને જાણવી. તેમાં અકામ[4] નિર્જરા સર્વ જીવાને હોય તે આ રીતે—એકેન્દ્રિયાદિક તિર્યંચો યથાસંભવ છેદન ભેદન, શીત, તાપ, વર્ષાજળ, અગ્નિ, ક્ષુધા,

---

૧ ઈર્યા—ગમનાગમન, ભાષા, એષણા આદાન, નિક્ષેપ અને મળોત્સર્ગ પ્રસંગે ઉપયોગ સહિત પ્રવર્તન.

૨ અસત્ યોગનો નિગ્રહ અને સત્ (કુશળ) યોગનું ઉદીરણ.

૩ સામાયિક, છેદોપસ્થાપનીય, પરિહાર વિશુદ્ધિ, સૂક્ષ્મ સંપરાય અને યથાખ્યાત.

૪ અકામ—ઈચ્છા વગર કષ્ટાદિ સહન કરતાં.

सिअत्ताइणा असायवेअणीअं कम्ममणुभविउं परिसाडिंति त्ति तेसिं अकामनिज्जरा॥ सकामनिज्जरा पुण निज्जराहिलासीणं अणसण १ ओमोअरिआ २ भिक्खायरिआ ३ रसच्चाय ४ कायकिलेस ५ पडिसंलीणया ६ भेअं छव्विहं बाहिरं, पायच्छित्त १ विणय २ वेआवच्च ३ सज्झाय ४ झाण ५ विउस्सग्ग ६ भेअं छव्विहमब्भंतरं च तवं तवेंताणं ॥

॥ इइ निज्जरातत्तनिरूवणो नाम समयसारस्स छट्टो अज्झाओ ॥ ६ ॥

घाइचउक्कखएणं उप्पन्नकेवलनाणदंसणस्स कसिणकम्मक्खए मोक्खे पण्णत्ते॥खीणकम्माणो अ गउरवाभावाओ नाहो गच्छंति॥

---

तृषा, ચાબુક અને અંકુશાદિવડે, નારકી (નરકના) જીવો ત્રણ પ્રકારની[1] વેદનાવડે; મનુષ્યો ક્ષુધા, તૃષા, આધિ, દારિદ્ર અને બંધીખાનાદિકવડે, અને દેવતાઓ પરવશતા અને કિલ્બિષપણાદિકવડે અશાતા વેદનીય કર્મને અનુભવી (ભોગવી) ખપાવે છે. તેથી તેમને અકામનિર્જરા જાણવી. સકામનિર્જરા તો અનશન[2], ઊણોદરી[3], ભિક્ષાચર્યા (વૃત્તિ સંક્ષેપ), રસત્યાગ, કાયક્લેશ (લોચાદિકવડે દેહદમન) અને પ્રતિસંલીનતા (કાચબાની પેરે અંગોપાંગને સંકોચી રાખવા) એ ૭ પ્રકારના બાહ્યતપ તથા પ્રાયશ્ચિત્ત[4], વિનય, વૈયાવચ્ચ, સઝાય ધ્યાન અને વ્યુત્સર્ગ[5] એ ૭ પ્રકારના અભ્યંતર તપને તપતા નિર્જરાભિલાષીને થવા પામે.

(નિર્જરાતત્ત્વ નિરૂપણનામા ષષ્ઠ અધ્યાય શબ્દાર્થ: સંપૂર્ણ:)

(જ્ઞાનાવરણાદિ) ચાર ઘાતિકર્મના (સર્વથા) ક્ષયવડે કેવળજ્ઞાન-દર્શન પામેલને સમસ્ત કર્મનો ક્ષય થયે મોક્ષ કહ્યો છે. ક્ષીણકર્માઓ ગૌરવ (ભા-

---

૧ નરકક્ષેત્રજન્ય, અન્ય ઉદીરિત અને પરમાધામી કૃત. ૨ ઉપવાસ છઠ્ઠ અઠ્ઠમાદિ. ૩ જરૂર કરતાં ઓછો આહાર કરવો તે. ૪ પાપ આલોચના (આલોયણ) ૫ દેહાદિક મમત્વ ત્યાગ.

जोगपओगाभावाओ न तिरिअं गच्छंति ॥ निस्संगत्ताओ गयलेवालाउफलं व, बंधच्छेदाओ एरंडफलं व, पुव्वपओगाओ धणुविमुक्कउसु व्व, तहागइपरिणामाओ धूम व्व उड्ढं गच्छंति ॥ लोगंते अ चिट्ठंति ॥ धम्मत्थिकायाभावेणं न परओ गई ॥ तत्थ य सासयं निरुवमं सहावजं सुक्खं अणुहवंति ॥ सुरासुरनराणं सव्वद्धापिंडिआइं सोक्खाइं जस्साणंतभागे न भवंति ॥ ते अ सिद्धा संतपयपरूवणाईहिं नवहिं अणुओगदारेहि परूविअव्वा ॥

## ॥ इइ मोक्खतत्तनिरूवणो नाम समयसारस्स सत्तमो अज्झाओ ॥ ७ ॥



(વજનપણા) ના અભાવે નીચા જતા નથી, યોગ પ્રયોગના અભાવથી તીર્છા જતા નથી, પરંતુ નિઃસંગતાથી મળ-લેપ વગરના તુંબડાની પેરે, કર્મબંધનના છેદાવાથી એરંડના ફળની પેરે, પૂર્વ પ્રયોગથી ધનુષ્યમાંથી છૂટેલા બાણની પેરે તથા ગતિ પરિણામથી ધૂમાડાની પેરે ઉંચા (ઉર્ધ્વગતિએ) જ જાય છે અને લોક (આકાશ) ના અંતે રહે છે. ધર્માસ્તિકાયના અભાવથી આગળ (અલોકમાં) ગતિ (ગમન) થવા પામે નહિ. (તેથી) ત્યાંજ (લોકના અગ્રભાગેજ) રહ્યા છતા, શાશ્વત-નિરૂપમ-સ્વાભાવિક સુખને અનુભવે છે. સુર, અસુર અને મનુષ્યસંબંધી સર્વ કાળનાં એકઠાં કરેલાં સુખો સિદ્ધ ભગવાનના અનંતમા ભાગે આવતાં નથી. (સિદ્ધ ભગવાનનું સુખ અનંત છે-વચન અગોચર છે.) [1]સંતપદ પ્રરૂપણાદિક નવ અનુયોગદ્વારોવડે તે સિદ્ધોની વ્યાખ્યા કરવી.

(મોક્ષતત્ત્વ નિરૂપણનામા સપ્તમ અધ્યાય શબ્દાર્થ: સમાપ્ત.)



[1] સત્પદપ્રરૂપણા ૧ દ્રવ્યપ્રમાણ ૨ ક્ષેત્ર ૩ સ્પર્શના ૪ કાલ ૫ અંતર ૬ ભાગ ૭ ભાવ ૮ અલ્પબહુત્વ ૯.

एआणि सत तत्ताणि बंधंतब्भूआणं पुण्णपावाणं विभिन्नत्तविवक्खाए नवावि भण्णंति ॥ संखेवेणं वित्थरेण वा तेसिं अवबोहे सम्मन्नाणं ॥

॥ सिरिदेवानन्दसूरिरइयं सत्ततत्त-
पगरणं संमत्तं ॥



બંધતત્ત્વમાં સમાવેશિત કરેલાં પુન્ય અને પાપને જૂદાં ગણીએ તો ઉક્ત સાત તત્ત્વો (ને બદલે) નવતત્ત્વો પણ કહેવાય છે. સંક્ષેપે કે વિસ્તારે તે તત્ત્વોનો અવબોધ થવો તે સમ્યગ્જ્ઞાન કહેવાય છે.

॥ શ્રીદેવાનન્દસૂરિ રચિત સપ્તતત્ત્વપ્રકરણ
શબ્દાર્થઃ સમાપ્ત ॥

॥ श्री गूर्जरभाषानुवादविभूषितं ॥

॥ कलिकालसर्वज्ञ-भगवत्पाद-श्रीहेमच-
न्द्राचार्य-श्रीदेवानन्दसूरिप्रणीतं ॥

# ॥ सप्ततत्वप्रकरणयुगलम् ॥



॥ संस्कृतप्राकृतभाषामयः ॥

## ॥ चिरन्तनाचार्यवर्यप्रणीतः ॥

॥ भाषानुवादसमलङ्कृतः ॥

# ॥ श्रीनवतत्त्वसाहित्यसङ्ग्रहः ॥



Surya Prakash Prlting Press



॥ श्रीभाग्यविजयजीकृतं ॥

## ॥ श्रीनवतत्त्वस्तवनम् ॥

( दोधक–चतुष्पदिका छन्दोवद्ध. )

॥ परिशिष्ट नं. ट ( १३ ) ॥

( દુહા. ) શ્રીઅરીહંતના પાય યુગલ, પ્રણમી પરમાણંદ; નવતત્ત્વ વિવરણ કહું, જે ભાખ્યા વીર જિણંદ. ॥ ૧ ॥ નવનિધાન ચક્રવર્તિના, જિમ ધન પાર ન હોય; તેમ નવ તત્ત્વ વિચારનો, પાર ન પામે કોય. ॥ ૨ ॥ નવ નંદે નવ ડુંગરી, કનક તણી જલનિધ; તેમ નવ તત્ત્વ વિચારણા, રાખો હઈડા સનિધ. ॥ ૩ ॥ ગ્રિવા નવ ગ્રૈવેક છે, લોક નાલ બ્રહ્માંડ; મુખ મંડળ કંઠે ધરે, તત્ત્વ નવનીજ (ત) પિંડ. ॥૪॥ નવ વાડ રક્ષા કરો, બ્રહ્મચર્ય નિજ બ્રહ્મ; તિમ નવ તત્ત્વજ રાખજો, વિનય મૂલ જિન ધર્મ. ॥ ૫ ॥ (ચોપાઈ.) શ્રીપાસ જિનેશ્વર પ્રણમી પાય, સદ્ગુરૂ દાનતણે સુપસાય, નવતત્ત્વનો કહું વિચાર, સાંભલજો ચિત્ત દઇ નરનાર ॥૧॥ જીવ અજીવ,–પુણ્ય–પાપજ–જોય, આશ્રવ–સંવર–નિર્જરા હોય; બન્ધ,–મોક્ષ,–નવ તત્ત્વ એ સાર, હવે કહું એહનો વિસ્તાર. ॥૨॥ જીવતત્ત્વ ચેતન લક્ષણ જાણ, ચઉદ ભેદ એહના પરમાણ; અજીવ અચેતન લક્ષણ જોય, ચૌદ ભેદ એહના પણ હોય. ॥ ૩ ॥ પુણ્ય કર્મ શુભ કર્મનો સંચ, બેતાલીસ ભેદે તેહનો સંચ; પાપ કર્મ અશુભ કર્મનો ઉદે, બ્યાશી ભેદે જિનવર વદે ॥ ૪ ॥ આશ્રવ

તત્ત્વ કર્મ આવવાનો ઠાંમ, બેંતાલીશ ભેદે તે તામ; સંવર તત્ત્વ આશ્રવ રૂંધવો, સતાવન ભેદે સંસ્તવ્યો. ॥ ૫ ॥ નિર્જરા તત્ત્વ ખપાવે તામ, બારે ભેદે તે અભિરામ; બંધ તત્ત્વના ચાર પ્રકાર, દેવ નર તિરિ નરક વિચાર. ॥ ૬ ॥ મોક્ષ તત્ત્વ કર્મ ક્ષય કરી જાય, નવ ભેદે તેહુજ કહેવાય; બસે છોંતેર ભેદ વખાણુ, શ્રાવક તે જે એહુના જાણુ. ॥ ૭ ॥ ( જીવતત્ત્વ. ) ચેતન લક્ષણુ એક પ્રકાર, ત્રસથાવર દોય વિધ સાર; ત્રણ વિધ પુરૂષ સ્ત્રી નપુંસકે, સુર નર તિરિ નારકી ચૌ થાનકે ॥ ૮ ॥ પાંચ પ્રકારે જીવજ કહું, એકેંદ્રિ બેઇંદ્રિય લહું; તેઇન્દ્રિય ચૌરેંદ્રિય સાર, પંચેંદ્રિયના બહુ પ્રકાર. ॥ ૯ ॥ ષડ્ વિધ પૃથ્વી અપ્ તેઊકાય, વાયુ વનસ્પતિ છઠ્ઠી ત્રસકાય; પાંચસે ત્રેંસઠ ભેદે જીવ, જિનવરજી ભાખે સદીવ ॥ ૧૦ ॥ બે ભેદે એકેંદ્રિય જોય, સુક્ષ્મ બાદર એ બે હોય; સંજ્ઞી અસંજ્ઞી પંચેંદ્રિય કહ્યા, ગુરૂ વચને આગમથી લહ્યા ॥ ૧૧ ॥ બેઇંદ્રિ તેઇંદ્રિય સાર, ચૌરેંદ્રિ એ સાત પ્રકાર; એ સાતે પર્યાપ્તા કહ્યા, સાતે ઇમ અપર્યાપ્તા લહ્યા. ॥૧૨॥ પર્યાપ્તા તે કહીએ જેહ, પર્યાપ્તિ પૂરી કરે એહ; અપર્યાપ્તા પૂરી નવી કરે, ચોથી પર્યાપ્તિ કીધા વિણુ મરે ॥ ૧૩ ॥ એ છે જીવના ચૌદ પ્રકાર, ધારે સમ્મદિટ્ઠિ નરનાર; જીવ જાણ્યા વિના સમકીત નહિ, એહવી વાત જિનવરે કહી. ॥ ૧૪ ॥ હવે કહું પર્યાપ્તિ જ્ઞાન, જેણે દ્વારે આવે વિજ્ઞાન; સંસારી જીવને પર્યાપ્તિ કહી, સિદ્ધ જીવને પર્યાપ્તિ નહિ. ॥૧૫॥ આહાર પર્યાપ્તિ પહેલી જાણુ, શરીર પર્યાપ્તિ બીજી વખાણુ; ઇંદ્રિય પર્યાપ્તિ ત્રીજી કહી, શ્વાસોશ્વાસ એ ચોથી લહી. ॥ ૧૬ ॥ ભાષા પર્યાપ્તિ પાંચમી સહી, મનઃ પર્યાપ્તિ છઠ્ઠી લહી; એકેંદ્રિયને પર્યાપ્તિ ચાર, આહાર શરીર ઇંદ્રિય ઉદાર. ॥ ૧૭ ॥ શ્વાસોશ્વાસ એ ચારે જાણુ, વિગલેંદ્રિયને પંચ પ્રમાણુ, પાંચમી ભાષા તે વધી સાર, સંજ્ઞીને મનનો વિસ્તાર. ॥ ૧૮ ॥ એકેંદ્રિયને ચારજ પ્રાણુ, સ્પર્શેંદ્રિય ને કાયબલ જાણુ; શ્વાસોશ્વાસ અને આઉખો, પ્રાણુ ચાર એમજ ઓળખો.

॥ १९ ॥ પ્રાણુ ષટ્ એઇંદ્રિયને હોય, સ્પર્શ રસ ને કાયબલ હોય; વચન બલ શ્વાસોશ્વાસ આયુ જાણુ, ભાખ્યો સિદ્ધાન્તે એજ પ્રમાણુ ॥૨૦॥ તેઇંદ્રિયને સાતજ પ્રાણુ, સ્પર્શ રસનઘ્રાણેદ્રિ જાણુ; કાય વચન બલ શ્વાસોશ્વાસ, સાતમો આયુ ભાખ્યો તાસ ॥ ૨૧ ॥ પ્રાણુ આઠ ચઉરિન્દ્રિયે હોય, સ્પર્શરસનઘ્રાણુ ચક્ષુ જોય; તનુબલવાગ્બલ જાણો એહ, શ્વાસોશ્વાસને આયુ તેહ. ॥ ૨૨ ॥ પાંચે ઇન્દ્રિય તે પાંચે પ્રાણુ, મનબલ વચન કાયબલ જાણુ; શ્વાસોશ્વાસ અને આઉખો, સંજ્ઞી અસંજ્ઞી નવ દશ ઓળખો ॥ ૨૩ ॥ જીવતે જે પ્રાણુજ ધરે, પ્રાણુ વિના તે નિશ્ચે મરે; જે નર જીવના પ્રાણુજ હરે, તિણેંહિંસા (તે) નરકે સંચરે ॥ ૨૪ ॥ (અજીવતત્ત્વ) ધર્મ અધર્મ અને આકાશ, ત્રણુ ત્રણુ ભેદ એહુના પરકાશ; ખંધ, દેશ અને પ્રદેશ, દશમો કાલ કહ્યો સવિશેષ. ॥ ૨૫ ॥ ચલણુ સહાય ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય તે સ્થિર સહાય; અવકાશ લક્ષણુ આકાશ કહ્યો, ગુરૂપસાય આગમથી લહ્યો. ॥ ૨૬ ॥ કાલ તે જે સમયાદિક જાણુ, હવે કહું તેહનું પ્રમાણુ; અસંખ્યાત સમયે આવલીકા જોય, કોડી એક સતસઠ લખ હોય. ॥ ૨૭ ॥ સત્યોતેર સહસને બશે સોલજોય, એટલી આવલિકાએ મુહૂર્ત હોય; ત્રીશ મુહૂર્તે દિન રાત્રી જાય, ત્રીશે દિવસે માસજ થાય. ॥ ૨૮ ॥ બારે માસે વર્ષજ ગણો, પાંચે વર્ષે જુગ ઇમ સુણો; વીશ જુગ સો વર્ષનું નામ; કાલ અસંખ્ય એણી પરે જાણુ. ॥ ૨૦ ॥ પુદ્ગલના તે ચાર પ્રકાર, ખંધ, દેશ, પ્રદેશ એ સાર; ચોથો ભેદ તે પરમાણુઓ; ખંધ, દેશ, પ્રદેશથી જુઓ. ( જુદો ) ॥ ૩૦ ॥ એ ચઉદ ભેદ અજીવના જાણુ, સમ્મદિઠ્ઠિ તે કરે પ્રમાણુ; (પુણ્યતત્ત્વ) હવે નવ વિધ પુણ્યના સાર, ઉપાર્જવાનો કહું વિચાર. ॥ ૩૧ ॥ દાન માંહે ઉત્તમ અન્નદાન, બીજો પુણ્ય પાણી પ્રધાન; થાનક પુણ્ય તે ત્રીજો સહિ, શય્યા પાટ તે ચોથું ગ્રહી. ॥ ૩૨ ॥ વસ્ત્ર દાન દીજે શીતકાલ, પુણ્યે ફલે મનોરથ માલ; મન પુણ્ય વચ પુણ્ય કાય પુણ્ય જાણુ, નવમો નમસ્કાર પુણ્ય વખાણુ. ॥૩૩॥

એ નવ પુણ્ય ઉપજવાના ઠામ, તેહનાં કહ્યાં જુજુઆ નામ; પુણ્ય ભોગવવાને કહું પ્રકાર, બેતાલીશ ભેદે તે સાર. ॥ ૩૪ ॥ સાતા વેદની સુખ જેહથી થાય, ઉંચ ગોત્ર ધૂર આસન લહેવાય; મનુષ્ય ગતિ મનુષ્યાનુપૂરવી, ગતિ જાતો નહિ ભુલો ભમી. ॥ ૩૫ ॥ દેવગતિ દેવાનુપૂર્વિ જાણુ, પંચેંદ્રિય જાતિ પ્રમાણુ; ઔદારિક શરીર મનુષ્ય તિર્યંચ, વૈક્રિય દેવતા નારકી સંચ. ॥ ૩૬ ॥ આહારક ચઉદપૂર્વિને હોય, તેજસ આહાર પચાવે સોય; કાર્મણુ તે કોઠાળારૂપ, ઔદારિક અંગોપાંગ સ્વરૂપ. ॥ ૩૭ ॥ વૈક્રિય અંગોપાંગ શુણું, આહારક અંગોપાંગજ ભણું; વજ્ર રૂષભ નારાચ સંઘયણુ, જિનજીનાં એ સાચા વયણુ. ॥ ૩૮ ॥ વજ્ર કહેતાં ખીલી જાણુ, રૂષભ તેહ પાટોજ વખાણુ; નારાચ બેહુ પાસે મર્કટ બંધ, પ્રથમ સંઘયણુ એણી પરે સંધ. ॥ ૩૯ ॥ વામઢિંચણથી જમણો ખભો, દાહિણુ ઢિંચણુથી ડાબો ખભો; મસ્તક અંગથી પલાઠી અંત, જમણા ઢિંચણુથી ડાબો ઢિંચણુ જંત. ॥૪૦॥ સમ ચૌરસ કહિએ સંસ્થાન, ચિહું ભાગે એ સરિખો માન; શુભ વર્ણ રાતો પીળાદિક કહ્યો, શુભ રસ તે મધુરાદિક લહ્યો ॥૪૧॥ શુભ ગંધ કપુર ચંપાદિક જેહ, શુભ સ્પર્શ સુંવાલો તેહ; અગુરૂ લઘુ ભારે હળવું નહિ, પરાઘાત તે અન્ય સહે ( જીપે ) નહિ. ॥ ૪૨ ॥ શ્વાસોશ્વાસ સુખે લેવાય, ચોવીશમો તે એ કહેવાય; આતપ તે સુર્યની પરે, ઉદ્યોત તે અજવાળું કરે. ॥ ૪૩ ॥ નિર્માણુ કર્મ તે સૂત્રધાર, અંગોપાંગ રૂડા આકાર, રૂડી ગતિ હંસ સરીખી જાણુ, ત્રસ શક્તિ ચાલવાની આણુ. ॥ ૪૪ ॥ બાદર આવે દષ્ટિગોચરે, પર્યાપ્તો પર્યાપ્તિ પૂરી કરે; પ્રત્યેક શરીરે એકજ જીવ જોય, સ્થિર નામે અંગોપાંગ નિશ્ચલ હોય. ॥ ૪૫ ॥ શુભ નાભિ ઉપરી રૂડા ભણું, સુભગ તે લોકને સોહામણું; સુસ્વર બોલે મીઠે સ્વરે, આદેય વચન જે પ્રમાણુજ કરે. ॥ ૪૬ ॥ જસ કર્મ જેહને જસ બોલાય, સુર નર તિરિ આયુ બંધાય; તીર્થંકર નામ કર્મ જે જાણુ, એ ભેદ બેતાળીશ પુણ્ય પ્રમાણ ॥ ૪૭ ॥ ( પાપતત્ત્વ—દુહા. )

ચોથું તત્ત્વ હુવે સાંભળો, પાપ તણો ઉદય એહ; ખ્યાશી ભેદ જિનવરે કહ્યા, મન ( તિ ) શું ધારો તેહ. ॥ ૪૮ ॥ મતિ શ્રુત અવધિ મનઃપર્યવ, કેવળ જ્ઞાન એ પંચ; આવરણુ ઢાંકતાં હોય તે, પાપ તણા ફલ સંચ. ॥ ૪૯ ॥ ( ચોપાઇ ) દાનાંતરાયે દાન ન દેવાય, લાભાંતરાયે લાભ નવી થાય; ભોગાંતરાય છતે ભોગ વિયોગ, ઉપભોગાંતરાયે નવી નવી યોગ ॥ ૫૦ ॥ હુવે કહું તે વીર્ય અંતરાય, બળ પરાક્રમ નવી ફોરવાય; ચક્ષુ દર્શનાવરણે નેત્ર નવી હોય, અચક્ષુ દર્શનાવરણે ઇંદ્રો બલ નવી જોય. ॥ ૫૧ ॥ અવધિ દર્શનાવરણે અવધિ નવી નીપજે, કેવલ દર્શનાવરણે કેવળ ન સંપજે; સુખે જાગે તે નિદ્રા જોય, કષ્ટે જાગે તે નિદ્રાનિદ્રા હોય. ॥ ૫૨ ॥ બેઠા નિદ્રા આવે જેહ, પ્રચલા નિદ્રા કહીએ તેહ; વાટે ચાલતાં ઉંઘતો જાય, પ્રચલા પ્રચલા તે કહેવાય. ॥ ૫૩ ॥ નિદ્રા માંહે કરે સર્વ કામ, થીણદ્ધી નિદ્રા તેહનું નામ; નીચ ગોત્ર તે નીચી જાત, અસાતાવેદની પામે ઘાત. ॥ ૫૪ ॥ મિથાત્વ જે માને કુદેવ, કુધર્મ કુગુરૂની કરે સેવ; હાલ્યા ચાલ્યાની શક્તિ ન હોય, થાવરપણું તે કહિએ સોય. ॥ ૫૫ ॥ દૃષ્ટિ ગોચરે ન આવે જીવ, તેહ કહીએ સૂક્ષ્મ સદીવ; પર્યાપ્તિ પૂરી નવી હોય, અપર્યાપ્તો તે કહીયે સોય. ॥ ૫૬ ॥ એક શરીરે જીવ અનંત, સાધારણુ તે કહીએ જંત; દાંત હાડ અંગ હાલે ઘણો, પાપ ઉદય તે અથિરજપણો. ॥ ૫૭ ॥ નાભી ઉપર પાડુઓ આકાર, અશુભ-પણું તે પાપ પ્રકાર; ભુંડા બોલે લોક સહુ કોય, દુર્ભાગ્યપણું તે સહિ હોય. ॥ ૫૮ ॥ સ્વર બોલે જે અસુહામણો, પાપ ઉદય તે દુસ્વરપણો; વચન ન માને જેહનો કોય, અનાદેય વચન એહુજ હોય. ॥ ૫૯ ॥ રૂડું કરતાં જસ ન બોલાય, અપજશપણું તેહિજ કહેવાય; નરકગતિ નરકાનુપૂર્વિ, નરક આયુ એ પાપ અનુ-ભવી ॥ ૬૦ ॥ ક્રોધ, માન, માયા, લોભજ જાણુ, સંજ્વલનો એ પક્ષ પ્રમાણુ; ક્રોધ, માન, માયા, લોભ વિચાર, પ્રત્યાખ્યાની માસજ ચાર. ॥ ૬૧ ॥ ક્રોધ, માન. માયા ને લોભ, વરસ એક લગે

એહુનો થોભ; અપ્રત્યાખ્યાની એ કહેવાય, પાપ ઉદય ત્યારે નવી જાય. ॥ ૬૨ ॥ ક્રોધ, માન, માયા ને લોભ, જીવિતવ્ય લગે એહીજ થોભ; અનંતાનુબંધી એહિજ ચાર, પાપ ઉદયે રોલે સંસાર. ॥ ૬૩ ॥ હાસ્ય રતિ અરતિ ભય શોક, છઠ્ઠો તે દુગંછા થોક; પુરૂષ સ્ત્રી નપુંસક વેદ, ગતિ તિર્યંચ એકસઠમો ભેદ. ॥ ૬૪ ॥ તિર્યંચની અનુપૂર્વિ જાણ, એકેંદ્રિય તે પાપ પ્રમાણ; બેઇંદ્રિય તેઇંદ્રિય સહિ, ચૌરિંદ્રિય તે પાપપ્રકૃતિ કહી. ॥ ૬૫ ॥ કુત્સિત ગતિ રાસભની જાણ, ઉપઘાત પડજીભી નાણ; વર્ણ, ગંધ, રસ, સ્પર્શ વિચાર, એ પામે તે અશુભ અસાર. ॥૬૬॥ પાટો, બેહુ દિશે મર્કટબંધ, રિષભ નારાચ સંઘયણ સંધ, બિહુ દિશી મર્કટબંધ ખીલી નહિ, નારાચ સંઘયણ એ વાતજ કહી. ॥ ૬૭ ॥ એક દીશી મર્કટબંધજ હોય, અર્ધ નારાચ સંઘયણ એ જોય, કીલિકા ખીલી વળી જોય, છેવટ્ઠે સંધી લગાડી હોય. ॥ ૬૮ ॥ નાભિ ઉપર રૂડો લહ્યો, નિગ્રોહ સંઠાણ ઇણી પરે લહ્યો, નાભિ નીચે તે રૂડો જાણ, ઉંચે ભુંડો તે સાદિ સંઠાણ. ॥ ૬૯ ॥ વામન સંઠાણ એણી પરે જોય, મસ્તક ગ્રીવા હાથ પગ હોય, કુબ્જ પુંઠ ઉદર અસાર, એકાશીમો પાપ વિચાર. ॥ ૭૦ ॥ સઘળાં અંગોપાંગ કુરૂપ, હુંડકનો એ કહ્યો સ્વરૂપ, બાશી ભેદ તે પાપના જોય, સમ્યદ્દષ્ટિ તે છાંડે સોય. ॥૭૧॥ (આશ્રવતત્ત્વ.—દુહા.) શ્રીજિનવરજી એ ભાષિયા, પ્રશ્નવ્યાકરણ મોઝાર; પાપ આવે જેણે થાનકે, તેહુના પંચ પ્રકાર. ॥૭૨॥ ભેદ બેંતાલીસ જે કહ્યા, સૂત્રમાંહિ વિસ્તાર; સમકિત ધારી તે સહિ, જાણે એહ વિચાર. ॥૭૩॥ (ચોપાઈ.) ઇન્દ્રિય પાંચ તે જિનવરે કહી, પાપ આવે તિણે કરી સહી; ક્રોધ, માન, માયા, લોભ એ ચાર, પ્રાણાતિપાત જીવનો સંહાર. ॥ ૭૪ ॥ મૃષાવાદ જૂઠો ઉચ્ચરે, અદત્તાદાન તે ચોરી કરે, મૈથુન તે પરસ્ત્રીની સેવ, પરિગ્રહ ઉપર મન નિત્યમેવ. ॥ ૭૫ ॥ મન, વચન, કાયાના જોગ, વિપરીતપણે વર્તાવે લોગ; કાયા અજયણાયે

વાવરે તેહ, કાયિકી ક્રિયા કહીએ એહ. ॥ ૭૬ ॥ હલ, ઊખલ, ઘરટી, કોદાલ, અધિકરણ ક્રિયા એહિજ ચાલ; જીવ અજીવ ઉપર કરે રીસ, પાઓસિયા ક્રિયા તે નિશદિસ ॥ ૭૭ ॥ પરિતાપની ક્રિયા તે ધરે, પર આપણને પીડા કરે; પ્રાણાતિપાતકી જીવનો નાશ, આરંભીયા કરસણ પ્રકાશ. ॥ ૭૮ ॥ અનેક પદાર્થે ઉપર મમતા સહી, પરિગ્રહીયા ક્રિયા તે કહી; માયાવત્તિયા ક્રિયા જાણ, પરની વંચના કરે અજાણ. ॥ ૭૯ ॥ મિથ્યા દર્શન વત્તિયા હેવ, કુગુરૂ કુદેવની કરે સેવ; અપચ્ચખાણ પચ્ચખાણ નવી ધરે, સ્ત્રી પ્રશંસા દૃષ્ટિકી કરે. ॥ ૮૦ ॥ પુષ્ટિકી ક્રિયા ઇમ ઉચરે, ભલો ભુંડો દેખી રાગ દ્વેષજ કરે; પાડુચ્ચિયા ક્રિયા તે કહેવાય, કીણ- હીકની વસ્તુ દેખી ન જાય. ॥ ૮૧ ॥ સામંતોવણીયા ક્રિયાપા- તકી, ઠામ ઉઘાડાં રાખ્યા થકી; નેસત્થીઆ અન્ય પાસે શસ્ત્ર ઘડાય, સાહુથ્થિયા પોતે શસ્ત્ર કરાય. ॥ ૮૨ ॥ જીવ અજીવ વિણસે અ- ણાય, આણવાણિયા ક્રિયા કહેવાય; વિયારણીયા ક્રિયા તે જાણ, જીવ અજીવ વિદારે આણ. ॥ ૮૩ ॥ જમતાં ભાણામાં માખી મરે, અણાભોગ ક્રિયા તે ધરે; જીણ કીધે લોકમાં ભુંડો થાય, અણવકંખ ક્રિયા કહેવાય. ॥ ૮૪ ॥ અન્ય પાસે જે પાપ કરાય, અન્નાપયોગ ક્રિયા લગાય; ઘણા જણનો મન એકીજ થાય, સામુદાયિકી ક્રિયા કહેવાય. ॥ ૮૫ ॥ મિત્રાદિ અર્થ જે કરે કર્મ, પિજ્જવત્તિયા એહનો મર્મ; અણબોલે ક્રિયા બંધાય, દ્વેષવત્તિયા તે કહેવાય. ॥ ૮૬ ॥ ઈર્યાપથકી ક્રિયા વિચરંતા જોય, પચવિશમી ક્રિયા લાગે સોય; ભેદ બેતાળીશ આશ્રવના કહ્યા, ગુરૂવચને આગમથી લહ્યા. ॥ ૮૭ ॥ (સંવરતત્ત્વ—દુહા) ભેદ વીશ સંવરના કહ્યા, ઠાણાંગ સૂત્ર મોઝાર, ભેદ સત્તાવન પણ કહ્યા, ગ્રંથાંતરથી વિચાર. ॥ ૮૮ ॥ ભેદ સત્તાવન હવે કહું, સંવરના જગ સાર; મન શુદ્ધે પાળે પ્રેમશું, તે ઉતરે ભવ પાર. ॥ ૮૯ ॥ (ચોપાઇ.) ધુંસર પ્રમાણે જુએ જેહ, ઈર્યાસમિતિ કહીએ તેહ; સાવદ્ય

ટાલી નિરવદ્ય ઉચ્ચરે, ભાષાસમિતિ ઇણીપરે ધરે. ॥ ૯૦ ॥ દોષ રહિત જે લીયે આહાર, એષણા સમિતિ કહીયે સાર; લેતાં મૂકતાં જયણા કરે, આદાન નિખેવણા ચિત્તજ ધરે. ॥ ૯૧ ॥ જીવ જતન કરી પરઠવે, પારીઠાવણિયા સમિતિ ઇમ સ્તવે; મન સાથે નવી કરે પાપ, મન ગુપ્તિ તે ઇણી પરે થાપ. ॥ ૯૨ ॥ સાવદ્ય વચન તે બોલે નહિ, વચન ગુપ્તિ તે કહીએ સહિ; સંવરી રાખે આપણી કાય, કાય ગુપ્તિ તે કહેવાય. ॥ ૯૩ ॥ આરંભ ન કરે ભૂખ્યો રહે, ક્ષુધા પરિસહ ઇણી પરે સહે; કાચું પાણી ન પીએ લગાર, તૃષા ખમે તૃષા પરિસહ સાર. ॥ ૯૪ ॥ શીત પરિસહ શીતજ ખમે, અગ્નિ ન વાંછે કાયા દમે; ઉષ્ણ પરિસહ લાગે તાપ, સ્નાન ન વાંછે કહિએ આપ. ॥ ૯૫ ॥ ડાંસ માંખ પરિસહ સહી, ડાંસ માંખ ઉડાડે નહિ; વસ્ત્ર અછતે વસ્ત્ર વાંછે નહિ, અચેલ પરિસહ કહીયે સહી. ॥ ૯૬ ॥ અરતિ પરિસહ મન ઉદ્વેગ, સ્રી દેખી આણે સંવેગ; ચર્યા પરિસહ વિહારજ કરે, સંકટ સહે મન ધીરજ ધરે. ॥ ૯૭ ॥ સજ્ઝાય ભૂમી ડોલે નહિ, નિસિહિયા પરિસહ એહજ સહિ; રૂડો ભુંડો સ્થાનક નવી કહે, શય્યા પરિસહ નિશદીન સહે ॥ ૯૮ ॥ કડવાં વચન અહિયાસે જેહ, આક્રોશ પરિસહ કહીએ તેહ; મારતાં ક્ષમા સર્વદા કરે, ક્રોધ પરિસહ ઇણીપરે સહે. ॥ ૯૯ ॥ ભિક્ષા માગતાં ન કરે અભિમાન, યાચના પરિસહ ઇણવિધ જાણ; અણલાધે દીનજ ન થાય, અલાભ પરિસહ તે કહેવાય. ॥ ૧૦૦ ॥ રોગ આવ્યે ઔષધ નવિ કરે, રોગ પરિસહ એણી પરે ધરે; ડાભ તૃણનો ફરસજ સહે, તૃણ ફરસપરિસહ ઇણવિધ કહે. ॥ ૧૦૧ ॥ શરીરનો મલ ઉતારે નહિ, મલપરિસહ એ કહીએ સહી; આદર દેખી ન કરે અભિમાન, સત્કાર પરિસહ એ દીલ જાણ ॥૧૦૨॥ ભણ્યાગણ્યાનો ગર્વ નવી કરે, પ્રજ્ઞા પરિસહ એણી પરે ધરે; ભણતાં ન આવડે તવ દીન ન થાય, અજ્ઞાન પરિસહ એ કહેવાય ॥ ૧૦૩ ॥ સમકિતથી નવી ડોલે જેહ, સમકિત પરિસહ કહીએ તેહ, એ બાવીશે પરિસહ કહ્યા, ગુરૂ

વચને આગમથી લહ્યા ॥ ૧૦૪ ॥ ખંતિ ક્ષમા જે ક્રોધ નવી કરે, માર્દવપણું તે અભિમાન ધરે, આર્જવપણું કપટ નવી કરે, સરળપણાનો ચિત્તજ ધરે ॥ ૧૦૫ ॥ મુક્તિ તે લોભનો પરિહાર, તપ દુભેદે કહ્યા સાર; સંયમ સત્તર ભેદે આણ, સત્ય સાચો બોલે તે જાણ ॥ ૧૦૬ ॥ જીણ ક્રિયાએ કર્મ લાગે નહિ, શૌચપણું તે કહીએ સહિ; અકિંચનપણે ધન ન રખાય, નવ વાડ સહિત બ્રહ્મચર્ય કહેવાય ॥ ૧૦૭ ॥ દશવિધ યતિધર્મ કહ્યા સાર, ચાલીશમો એ સંવર દ્વાર. પ્રથમ અનિત્ય ભાવના કહી. બીજી અશરણ ભાવના લહી. ॥ ૧૦૮ ॥ સંસાર ભાવના ત્રીજી જાણ, ચોથી એકત્વ ભાવના પ્રમાણ; પાંચમી અન્યત્વ ભાવના સુણો, અશુચિ ભાવના છઠી મુણો ॥ ૧૦૯ ॥ આશ્રવ ભાવના કહી સાતમી, સંવર ભાવના લહીએ આઠમી; નવમી નિર્જરા ભાવના માન, દશમી લોક ભાવના જાણ. ॥ ૧૧૦ ॥ બોધિ ભાવના અગ્યારમી કહું, ધર્મ ભાવના બારમી લહું; ( બાર પ્રકારે ભાવના કહી, પાંચ પ્રકારે ચારિત્ર લહી ) સામાયિક ચરિત્ર પહેલો કહ્યો, છેદોપસ્થાપનીય બીજો લહ્યો ॥ ૧૧૧ ॥ પરિહાર વિશુદ્ધિ ત્રીજો જાણ, સુક્ષ્મ સંપરાય ચોથો વખાણ; યથાખ્યાત ચારિત્ર પાચમો કહ્યો, સંવર ભેદ સત્તાવન લહ્યો. ॥ ૧૧૨ ॥ સત્તાવન ભેદે સંવર દ્વાર, શ્રાવક તે ધારે નિરધાર; છ ભેદે તપ બાહ્યજ કહ્યો, ( નિર્જરાતત્ત્વ ) છ ભેદે અભ્યંતર તપ લહ્યો. ॥ ૧૧૩ ॥ બારે ભેદે નિર્જરા સાર, પાલે તે ઉતરે ભવ પાર; અણસણ છઠ અઠમાદિ કરે, ઉણોદરી પેટ પુરો નવી ભરે. ॥ ૧૧૪ ॥ વૃત્તિ સંક્ષેપ કહ્યો એ સાર, સચિત્ત દ્રવ્યનો કરે પરિહાર; રસત્યાગ જે આંબિલ કરે, કાયકલેશ આતાપના ધરે. ॥ ૧૧૫ ॥ અંગોપાંગ સંવરીને રહ્યા, સંલીન તપ તે ઇણી પરે કહ્યા; દૂષણ લાગ્યે પ્રાયશ્ચિત કરે, જ્ઞાન ગુરુનો વિનયજ કરે. ॥ ૧૧૬ ॥ ગુરૂને આણી આપે આહાર, વૈયાવચ્ચ તપ કહીયે સાર; મન વચન કાય રાખી ઠાય, પંચ પ્રકારે કરે સઝાય. ॥ ૧૧૭ ॥ શુકલ ધ્યાન ધર્મ ધ્યા-

નજ ધરે, કરમ ખપાવવા કાઉસગ્ગ કરે; બારે પ્રકારે નિર્જરા કહી પાંચમે અંગે ગુરૂ મુખથી લહી ॥૧૧૮॥ ( અથ બંધતત્ત્વ ) પ્રકૃતિ બંધનો એહિજ પર્યાય, રૂડો પાડુઓ હોય સ્વભાવ; સ્થિતિ બાંધી હોય કર્મની જેટલી, તે સહી ભોગવવી તેટલી. ॥ ૧૧૯ ॥ અનુભાગ રૂપ રસ કેળવે, પ્રદેશ કર્મનાં દળ મેળવે; એ બંધના ચાર પ્રકાર, ટાળે તે પામે ભવપાર. ॥ ૧૨૦ ॥ અથવા બંધ તત્વ ગંભીર, સૂક્ષ્મ છે પણ તેહુનો સાર. કહિશ્યું કરવા પર ઉપગાર, બંધતત્વના ચાર પ્રકાર. ॥ ૧૨૧ ॥ એણી પરે મેલો જીવ કર્મ બંધ, જીમ એકઠા કર્મ કુલને ગંધ; તિલને તેલ જીમ છે એકઠાં દુધ પાણી જીમ મળ્યા સામટા ॥ ૧૨૨ ॥ તિણે પરે જીવ મિશ્ર છે કર્મ, લોક દૈવ કહે છે તે કર્મ; કર્મે લોક સુખ દુઃખ સહે. વૈર ભાવ છે પણ એકઠા રહે. ॥ ૧૨૩ ॥ કાંઇએક થાયે કર્મ બલવંત, કાંઇએક જીવ કરે તસ અંત, જીવ કર્મનો એહવો ઢાળ, એક એકને ખાળે તત્કાળ ॥ [illegible] ॥ કર્મબંધના ચાર પ્રકાર, પ્રકૃતિ સ્થિતિ રસ પ્રદેશ આપાર. પ્રકૃતિ કહીએ વસ્તુ સ્વભાવ, સ્થિતિ રહેવું આઉખાનો ભાવ. ॥ ૧૨૫ ॥ કડવો મીઠો રસ અનુભાગ, પ્રદેશ ભેદે દલ સંચે લાગ; મોદકને દ્રષ્ટાંતે બંધ, અથવા વૈદ્ય ગુટિકા સંબંધ. ॥ ૧૨૬ ॥ કોઇક વૈદ્યે વાટી ઔષધિ, બાંધી ગુટિકા નવ નવ વિધિ; તેહુ તણો બંધ એ ચિહું ભેદ, પહેલો પ્રકૃતિ કહું તે છેદ. ॥ ૧૨૭ ॥ કોઇક ગોળી તો હરે તાવ, કોઇક કરે સબલાઇ ભાવ; એક મસ્તકનો હરતી તાપ, એક કોઢનો ટાળે પાપ ॥૧૨૮॥ એક ગોળી ટાળે [illegible] શ્વાસ, એક હરસ જલોદરનો વાસ; એક ગોળીથી [illegible] જાય, એક નિવારે પિતને ॥૧૨૯॥ વાય; પ્રકૃતિ [illegible] બીજી સ્થિતિ આયુ એમ ધરે; દિન પક્ષ માસ [illegible] વિગુણે ગુણ નથી લહે. ॥ ૧૩૦ ॥ ત્રીજો [illegible] ખાટી ખારી મધુરી તેહ; પ્રદેશ [illegible] ગાળીના માન ॥ ૧૩૧ ॥ એણે દ્રષ્ટાંતે [illegible] પુદ્ગલ લેઇ બાંધે કર્મ;

જ્ઞાન દર્શન ચારિત્ર આવરે, વારે સુખ દુઃખ અનુસરે. ॥ ૧૩૨॥ પ્રાચે તે પ્રકૃતિ બંધનો કહ્યો, પ્રકૃતિ સ્વકર્મ સ્વભાવ સંગ્રહ્યો; બીજી સ્થિતિ રહેવાનું આય, નાણ દર્શના વરણી વેદની અંતરાય. ॥ ૧૩૩ ॥ તિસ કોડાકોડી સાગર વિશાલ, તેત્રીશ સાગર આયુનો કાળ; વીશ કોડાકોડી નામ ગોત્રનું આય, સિત્તેર કોડાકોડી મોહની કહેવાય. ॥ ૧૩૪ ॥ જઘન્ય વેદની મુહુર્ત બાર, નામ ગોત્રને આઠ વિચાર; સ્થિતિ થોડી બીજા કર્મતણી, અંતર મુહુર્ત પ્રમાણ લઘુ ગણી. ॥ ૧૩૫ ॥ ત્રીજું અશુભ કર્મ રસ લિબ, શુભ કર્મ રસ સાકર ટીંબ; કર્મતણો દળ ચોથો પ્રદેશ, એકઠા રહે હલવા લવલેશ. ॥ ૧૩૬ ॥ સોવન આવળિસમ શુભ કર્મ, લોહ સમાન લહીએ અશુભ કર્મ; બંધતત્વ એ ,ચાર પ્રકાર, મત બાંધો કોઈ નરનાર. ॥ ૧૩૭ ॥ ( મોક્ષતત્વ. ) મોક્ષતત્ત્વ નવમો એ દ્વાર, તેહ તણો હવે કહું અધિકાર; સકલ કર્મ તણો ક્ષય કરી, જીવ રહે તીહા સુખ અનુસરી. ॥ ૧૩૮ ॥ લોકાગ્રભાગે તે રહે, નાસ્તિક હોય તે નવી સદ્દહે; તેહને મોક્ષ થાપવા ભણી, પહેલો ભેદ કહ્યો ત્રીભુવન ધણી ॥ ૧૩૯ ॥ ( છતો પદ મોક્ષજ છે સહી, આકાશ કુસુમની પરે નહીં; ) મોક્ષ પદારથનો એહ મતો, એક પદ નામ માટે છે છતો; જે જે એક પદ તે છે સહિ, જેમ જગજીવની દયા કહી ॥ ૧૪૦ ॥ બે પદ નામ પદારથ જેહ, કેટલા સત્ય અસત્ય હોય તેહ; શ્રીનંદન જીમ હસ્તિ દંત, રાજપુત્રને લક્ષ્મી દંત ॥ ૧૪૧ ॥ વૃક્ષ કુસુમ અને મૃગ શિગ, એ બેહુ શબ્દ છતા સરગંગ; બે શબ્દ નામ અછતા જેહ, શશસિંગ વંધ્યા પુત્રજ તેહ. ॥ ૧૪૨॥ કુરંગમસિંગને રાસભસીંગ, પાડો ગાભણો કરહાર્સીગ, આકાશ કુસુમ સંજોગી નામ, એહનો કિહાંય ન દીસે ઠામ ॥ ૧૪૩ ॥ તેમ એક પદ નામ મોક્ષ નિઃસંદેહ, છે નિશ્ચે મ ધરીશ સંદેહ; વળી માર્ગણા દ્વારે કરી, મોક્ષ પ્રરૂપણા કરૂ તે ખરી. ॥ ૧૪૪ ॥ બીજો ભેદ મોક્ષનો જેહ, કોણ કોણ જીવ લહે પણ તેહ; માનવપણે પામે મુગતિ,

ત્રિહું ગતિનાને નહિ મુગતિ. ॥ ૧૪૫ ॥ પંચેંદ્રિય કોઇક સિદ્ધ થાય, બી તી ચૌરેંદ્રિય નવી કહાય; ત્રસકાયથી શીવપુર હોય, પાંચ કાય પણ ન લહે સોય. ॥ ૧૪ ॥ ભવ્ય જીવ તે પામે એહ, અભવ્ય જીવ પામે નહ તેહ; લહે સન્નિયા મોક્ષજદ્વાર, અસન્નિયા ન લહે નિરધાર. ॥ ૧૪૭ ॥ પાંચમે ચારિત્રે લહે શીવ સુખ, પહિલે ચીહું નવી પામે સુખ; સમકીતના ભેદ છે જે પંચ, પહિલાં ચીહુંને નહીં શીવ સંચ. ॥ ૧૪૮ ॥ ક્ષાયિક સમકીત જીવ જે લહે; મોક્ષ પામે તે જિનવર કહે; અણાહારી મુક્તિ જઇ મળે, આહારી તે સંસારમાં રોલે. ॥ ૧૪૯ ॥ કેવળ દર્શન શીવ સુખ સહિ ચક્ષુ અચક્ષુ અવધિ ત્રીહું નહિ; કેવળ જ્ઞાને મોક્ષ સર્વદા, બીજે ચીહું જ્ઞાને નહિ કદા. ॥ ૧૫૦ ॥ એણે દશ સ્થાનકે પામે મુગતિ, પ્રથમ દ્વાર જાણે એ સુમતિ; છતો અછિતો મોક્ષજ સહિ, આકાશ કુસુમપરે તે નહિ. ॥ ૧૫૧ ॥ બીજે ભેદે દ્રવ્ય પ્રમાણ, મોક્ષ વિશે સિદ્ધ કેટલા જાણ; જીવ દ્રવ્ય સિદ્ધના અનંત, એહવી વાત કહી ભગવંત. ॥ ૧૫૨ ॥ સિદ્ધક્ષેત્ર તે કેટલો હોય, સિદ્ધ રહ્યા અવગાહી જોય; અસંખ્યાતમે ભાગે લોકને જાણ, સિદ્ધ રહ્યા એક અનંતા માન. ॥ ૧૫૩ ॥ સ્પર્શનાદ્વાર એ ચોથો કહ્યો, સિદ્ધ કેટલો ક્ષેત્ર ફરસી રહ્યો; ક્ષેત્ર થકી માનો નિરધાર, અધિકેરી તે ફર્શના સાર. ॥ ૧૫૪ ॥ સિદ્ધને હુવો કેટલો કાળ, તે ભાખ્યો છે દીન દયાળ; એક સિદ્ધ આશ્રી સાદિ અનંત, સિદ્ધ સર્વ આશ્રી અનાદિ અનંત. ॥ ૧૫૫ ॥ છઠ્ઠો કહ્યો અંતર દ્વાર, સિદ્ધિ સિદ્ધમાં અંતર સાર; સિદ્ધ સિદ્ધમાં અંતર નહિ, સિદ્ધ રહ્યા છે માંહોમહિ. ॥ ૧૫૬ ॥ ભાગદ્વાર સાતમો વખાણ, કેટલામે ભાગે સિદ્ધ રહ્યા જાણ; સંસારિ તે સરવ જીવ, અનંતમે ભાગે સદૈવ ॥ ૧૫૭ ॥ આઠમા દ્વાર તણો પ્રસ્તાવ, સિદ્ધ રહ્યા છે કેવે ભાવ; જ્ઞાન દર્શન છે ક્ષાયિક ભાવ, જીવપણો પારિણામિક ભાવ. ॥૧૫૮॥ જીવ ફીટી અજીવ ન થાય, અજીવ ફીટીને જીવ ન કહાય; ભવ્ય ટળીને અભવ્ય ન હોય, અભવ્યપણું ટળી ભવ્ય ન જોય. ॥૧૫૯॥

પારિણામિક ભાવ એ જાણવો, જાણીને સમકિત આણવો; સમકિતી પામે સુખ અનંત, એણીપરે ભાખ્યો શ્રી ભગવંત ॥૧૬૦॥ અલ્પ બહુત્વ તે સિદ્ધ તણા, ક્રિયા થોડા ને ક્રિયા ઘણા; નપુંસક સિદ્ધ તે થોડા જાણ, અસંખ્યાત ગુણ સ્ત્રી સિદ્ધ વખાણ. સ્ત્રી સિદ્ધથી પુરૂષજ કહ્યા, અસંખ્યાત ગુણ અધિકા લહ્યા; એક સમય સિદ્ધ કેટલા થાય, તે પણ વાત કહી જિનરાય. ॥ ૧૬૨॥ દશ નપુંસક સિદ્ધજ જાણ. વીશ હોય સ્ત્રી સિદ્ધ પ્રમાણ, એકસો આઠ પુરૂષજ કહ્યા, જિનવર વચને આગમથી લહ્યા. ॥ ૧૬૩ ॥ બસે છહોતેર બોલનો સાર, આગમથી કીધો વિસ્તાર; નવતત્વની ચોપાઇ એહ, ભણે ગણે સુખ પામે તેહ. ॥ ૧૬૪ ॥ શ્રી તપાગચ્છ તણા શણગાર, શ્રી વિજયપ્રભુ સૂરિ ગણધાર; તાસ પાટે બિરાજે સાર, શ્રી ઉદયવિજય ઉપાધ્યાય હિતકાર. ॥૧૬૫॥ તાસ શાસનમાંહે શોભતા, શ્રી સણીવિજય પંડિત છતા; તાસ શિષ્ય ભાગ્યવિજયજી એ કહ્યા, એહ બોલ સિદ્ધાંત થકી સંગ્રહ્યા ॥૧૬૬॥ સંવત સત્તર છાસઠો ઉલ્લાસ, નગર પાટણ રહ્યા ચોમાસ; ભાગ્યવિજયજી એ વિનતિ કરી, સંઘ સમક્ષ સૌ ચિતમાં ધરી. ॥૧૬૭॥

श्री भाग्यविजयजीकृतं नवतत्त्वस्तवनं ॥

॥ संपूर्णम् ॥





॥ श्री विवेकविजय विरचितं ॥

# ॥ नवतत्त्वस्तवनम् ॥

( विविध छन्दोबद्ध. )

परिशिष्ट नं. ८ (१४).

( દુહા ) સરસ્વતીને પ્રણમું સદા, વરદાતા નિત્ય મેવ ॥ મુજ મુખ આવી તું વસે, કરૂં નિરન્તર સેવ ॥ ૧ ॥ આદીશ્વર અરિહંત નમું, યુગલા ધર્મ નિવાર ॥ સરૂ દેવે સુત ચંદલો, એહીજ મુજ આધાર ॥ ૨ ॥ તાસ તણા પદ યુગ નમી, વર્ણવું તત્ત્વ વિચાર ॥ ભવિયણ એક ચિત્તે કરી, નામ કહું હિતકાર ॥ ૩ ॥ જીવ અજીવ પુન્ય પાપ જે, સંવર આશ્રવ જેહ ॥ નિર્જરા બંધ મોક્ષ જે, જિનજીએ ભાખ્યા તેહ ॥ ૪ ॥ એહના ભેદ છે નવ નવા, આગમમાં અનુરૂપ ॥ ગુરૂ મુખથી જે સાંભળી, ભાણું એહ સ્વરૂપ ॥ ૫ ॥

## ॥ ઢાલ ૧ લી ॥

( સોલમા શ્રી જિનરાજ ઓલગ સુણો અમતણી લલના ) એ દેશી
જીવતત્ત્વના ભેદ તે ચઉદે જાણીએ લાલન, ચઉદ અજીવના ભેદ તે મનમાં આણીએ લાલનાં ॥ ભેદ બેંતાલીશ પુન્યના ભવિયણ ચિત્ત ધરો લાલનાં, બ્યાસી ભેદ છે પાપના મનથી સંવરો લાલનાં

॥ ૧ ॥ આશ્રવના બેંતાલીશ ભેદ તે ભાવીયે લ૦, સંવરના સત્તાવન ચિત્તમાં લાવીયે લ૦ ॥ બાર ભેદ છે નિર્જરા કર્મને નીર્જરે લ૦, જેહથી પ્રાણી મોક્ષરમણી સુખને વરે લ૦ ॥ ૨ ॥ બંધ તત્વના ચાર તે બંધને તોડીયે લ૦, મોક્ષ તત્ત્વના નવ તે સુખેથી જોડીયે લ૦ ॥ સર્વ મળી નવ તત્વના ભેદ તે જાણજો લ૦, બસેંને છોંતેર મનમાં આણીયે લ૦ ॥ ૩ ॥ તેહમાં બાણું અરૂપી ભેદ તે સુખ કરૂ લ૦, એકસો ચોરાસી રૂપી કહે તે જિનવરૂ લ૦ ॥ ડુંગર ગુરૂના ધ્યાનથી સુખને અનુસરે લ૦, વિવેક કહે ભવિ લોક કે ભવસાયર તરે લ૦ ॥ ૪ ॥

(દુહા) પ્રથમ જીવતત્ત્વના, ભેદ કહું હિતકાર ॥ વિવરીને તે વર્ણવું એક એક સુખકાર. ॥ ૧ ॥

॥ ઢાલ ૨ જી ॥ (નદી યમુનાકે તીર ઉડે દોય પંખીયાં) એ દેશી. એકે ભેદે કહ્યો જીવ દુવિધ ભેદે વલી, ત્રણ પ્રકારે જાણ ચઉવિહ કહે કેવલી ॥ પંચ ષટ્ વિધ જીવ છે છએ ભાખીયા, અરિહા જિનવર એહ કે સુખથી દાખીયા ॥ ૧ ॥ ચેતના લક્ષણ જીવ તે એટલે એક છે, ત્રસ અને બીજો સ્થાવર ઇહાં નહી ખેદ છે ॥ સ્ત્રી વેદ પુરૂષ નપુંસક ત્રણે વિધ એ સહી, દેવગઇ મનુષ્ય તિર્યંચ નારકી કહી ॥ ૨ ॥ પાંચ પ્રકારે જીવ પંચેન્દ્રિય પરખીયે છ પ્રકારે જીવ છ કાયને નિરખીયે ॥ ઇન્દ્રિય ૭ ભેદે જીવ ધારો તુમ એક મના, આગલે દશ દશ પ્રાણ કહે ત્રિભુવન જના ॥ ૩ ॥ પાચ ઇન્દ્રિય ત્રણ બલશ્વાસોશ્વાસ આઉખુ, એ દશ પ્રાણને હોય વિવરી કહું પારખું ॥ એકેન્દ્રિય પ્રાણ ચાર બે ઇદ્રિય છ કહ્યા, તેઇન્દ્રિય સાત જાણ ચઉરિન્દ્રિય આઠ કહ્યા ॥ ૪ ॥ અસંજ્ઞી પંચેન્દ્રિયને નવ સંજ્ઞી દશ ધારજો, એક વિના અવર ન હોય સંદેહ મન વારજો ॥ હવે એકેન્દ્રિય તે સૂક્ષ્મ બાદર દોય છે, પંચેન્દ્રિય સંજ્ઞી અસંનિ દોય ભેદે જોય છે ॥ ૫ ॥ બેઇન્દ્રિય તે ઇંદ્રિય ચૌરિંદ્રિય જાણજો એ સાતે ભેદ હોય છે શુભ મન આણજો ॥ પજ્જ અપજ્જ દોય ગઉદ ભેદ જીવના, ધારો ચિત્તમાં

એહુકે ભવિજન એક મના ॥ ૬ ॥ આહાર શરીરેં ઇન્દ્રિય શ્વાસ વચન સહી, મનની છઠી જાણુ એકેન્દ્રિય ચઉ કહી બિતી ચઉરિં-દ્રિય અસન્નીને હોયે પાંચએ ષટ્ સંજ્ઞિને જાણુ વિવેક કહે સાંચએ ॥ ૭ ॥

( દુહા ) જીવ તત્ત્વ પૂરણ થયો, હવે અજીવ વિચાર ॥ ભિન્ન ભિન્ન કરીને કહું, સાંભળજો નરનાર ॥ ૧ ॥

॥ ઢાલ ૩ જી ॥ ( વીરજીરે વચને અમૃતરસ ઝરે ) એ દેશી. ધર્માસ્તિકાય દેશ પ્રદેશ છે રે તિમ અધર્માસ્ત રે કાય ॥ એહુના પણ ત્રણ ભેદ કહ્યારે, એમ આકાશના ત્રણ થાય ॥ ૧ ॥ ભવિ તુમે જાણજોરે અજીવ તત્ત્વનેરે ( આંકણી ) એ ત્રણેના નવ ભેદ સુંદરૂં રે, દશમો ભેદ છે કાલ ॥ ખંધ દેશ પ્રદેશ પરમાણુ રે, અજીવના ચઉદ કહ્યા સુવિલાસ ॥ ૨ ॥ ભ૦ ॥ ધર્માસ્તિ અધર્માસ્તિ પુદ્‌ગલારે, આકાશ કાલ સુંવિહાણ ॥ એ પાચ અજીવ જિન કહ્યારે, કહ્યા કહ્યા ત્રિભુવન ભાણ ॥ ૩ ॥ ભ૦ ॥ ચલણ સ્વભાવ ધર્માસ્તિકાયનોરે, અધમસ્તિ સ્થિર ઠાણ ॥ અવકાશ આપે પુદ્‌ગલ જીવનેરે હવે પુદ્‌ગલનાં ચાર વિનાણ ॥ ૪ ॥ ભ૦ ॥ ખંધ દેશ પ્રદેશ પરમાણુંઓરે, પુદ્‌ગલના ચાર ભેદ ॥ હવે આવલિકા ભેદ તમે સુણોરે, અસંખ્ય સમય આવલી ભેદ ॥ ૫ ॥ ભ૦ ॥ એક ક્રોડને સડસઠ લાખ છે રે, ઉપર સીતોત્તર સહસજ જોય ॥ બસેં સોલ આવલિકા કહીરે, એટલી આવલી એક મુહુર્ત્ત હોય ॥ ૬ ॥ ભ૦ ॥ ત્રીસ મુહૂર્ત તે દીવસ રાત્રી કહીરે, પન્નર અહોરાત્રી એકજ પક્ષ ॥ બે પક્ષે એક માસજ ભાવીયેરે, બારમાસે એકજ વર્ષ ॥ ૭ ॥ ભ૦ ॥ એહુવે વર્ષે હવે પૂર્વ કહુંરે, સીતેર લાખ કોડી વરસ જે ભાવ ॥ છપ્પન સહસ કોડી વરસ માન કહું રે, પૂરવ એટલે વર્ષે થાય ॥ ૮ ॥ ભ૦ ॥ અસંખ્યાતે પૂર્વે એક પલ્યોપમ જાણીયેરે, દશ કોડા કોડી સાગર એક ॥ સાગર દસ કોડા કોડી ઉત્સર્પિણી રે, અવસર્પિણી કોડા કોડી છેક ॥ ૯ ॥

ભ૦ ॥ વીશ કોડા કોડી સાગર કાલચક્ર છે રે, કાલ અનેક ( નંત ) પદ્ગલ પરાવર્ત્ત જાણ ॥ ડુંગર ગુરૂના પદ શુભ ધ્યાનથીરે, નિત નિત વિવેક લહે કલ્યાણ ॥ ૧૦ ॥ ભ૦ ॥

( દુહા ) પુણ્ય તત્ત્વ તણા કહું, ભેદ બેંતાલીશ જેહ ॥ એકમના થઇ સાંભલો, આણી અધિક સ્નેહ ॥ ૧ ॥

॥ ઢાલ ૪ થી ॥ સાહેબજી શ્રી વિમલાચલ ભેટીયે હો લાલ એ દેશી ) સાહેબજી બેતાલીશ ભેદ પુણ્યતત્ત્વના હો લાલ, શાતા વેદનીય ઉચ્ચ ગોત્ર સા૦ ॥ સા૦ મનુષ્ય ગતિ મનુ આનુપૂર્વી હો લાલ, ચાર ભેદ એ યુક્ત. સા૦ ॥ પુણ્ય તત્ત્વ હવે સાંભળો હો લાલ ( એ આંકણી ) ॥ ૧ ॥

સા૦ સુરદુગ પંચેંદ્રિયપણે હો લાલ, પાંચ દેહ મનોહાર સા૦ ॥ સા૦ ઔદારિક વૈક્રિય આહારકે હો લાલ, અંગોપાંગે યુક્ત ધાર । સા૦ । પુણ્ય૦ ॥ ૨ ॥ સા૦ પ્રથમ સંઘયણ સંસ્થાન શું હો લાલ, શુભ વર્ણ શુભ ગંધ । સા૦ ॥ સા૦ શુભ રસ શુભ સ્પર્શને હો લાલ, અગુરૂ લઘુ અદંભ । સા૦ । પુણ્ય૦ ॥ ૩ ॥ સા૦ પરાઘાત શ્વાસોશ્વાસની હો લાલ, લેવાની જેહની શક્તિ । સા૦ ॥ સા૦ આતપ ભેદ પચવીસમાં હો લાલ, ઉદ્યોત કર્મ તો વ્યક્ત સા૦ ॥ ૪ ॥ પુણ્ય૦ ॥ સા૦ સુખગતિ શુભગતિ કરે હો લાલ, નિર્માણ નામ (ખ) ગઇ । સા૦ ॥ સા૦ ત્રસ દશકો દશ ભેદનો હો લાલ, આગલ કહું તે સર્વ । સા૦ ॥ ૫ ॥ પુણ્ય૦ ॥ સા૦ સુર-નર તિરિ આઉખું હો લાલ, તીર્થંકર નામ કર્મ । સા૦ ॥ સા૦ હવે ત્રસ દશકો વર્ણવું હો લાલ, જેહથી લહે શિવશર્મ । સા૦ ॥ ૬ ॥ પુણ્ય૦ ॥ સા૦ ત્રસ બાદર પર્યાપ્તા હો લાલ, પ્રત્યેક સ્થિર શુભ નામ । સા૦ ॥ સા૦ સાભાગ્ય નામ કર્મથી હો લાલ, જીવ લહે શુભ ઠામ । સા૦ ॥ ૭ ॥ પુણ્ય૦ ॥ સા૦ સુસ્વર આદેય જસ નામથી હો લાલ, જીવ લહે સુખ નિત્ય । સા૦ ॥ સા૦ ડુંગર ગુરૂ પદ સેવતાં હો લાલ, વિવેક લહે જગ જીત । સા૦ ॥ ૮ ॥ પુણ્ય૦ ॥

( દુહા ) પાપ તત્ત્વથી દુ:ખ હોય, પામે નરક દ્વાર ॥ તે માટે ચેતન તમે, મનથી એહુ નીવાર ॥ ૧ ॥

॥ ઢાલ ૫ મી ॥ ( સુરતી મહીનાની એ દેશી ) આવરણ પંચને તિમવલી અંતરાય, પંચ પંચ નિદ્રા કહી દર્શન ચાર તે ખલખંચ ॥ નીચ ગોત્ર અસાતા તિમવલી મિથ્યાત્વ, સ્થાવર દશકો આગલ કહે સાંભળો એહ વિખ્યાત ॥ ૧ ॥ નરકત્રિક અને વલી પણવીસ કષાય, તિરિયદુગ એ કહ્યા ભેદ બાસઠ થાય ॥ કુગખિતિ ચઉ જાઈ કુખગઈ ઉપઘાત, હોય પ્રાણીને તે સહી નીચ કર્મ વિખ્યાત ॥ ૨ ॥ અશુભ વર્ણ અશુભ રસગંધ અશુભ જાણ, ફરસ અશુભ તે કહ્યો આગમમાં જગ ભાણ ॥ પઢમ સંઘયણ વિના નહી પઢમ સંસ્થાન, બહોતેર ભેદ એહ થયા જાણો એહનો માન ॥ ૩ ॥ સ્થાવર સુહુમ અપજ્જ સાધારણ અથીર; અસુભ દુભગ દુસર અનાદેય અપજસ ધીર ॥ આગમમાં પાપ તત્ત્વના ભેદ એ બ્યાસી જાણ, ડુંગર ગુરૂના સેવક વિવેકને નિત્ય કલ્યાણ ॥ ૪ ॥

( દુહા ) પાપતત્ત્વ તે એ કહ્યો, હવે આશ્રવનો કામ ॥ પાપ આવે જે જીવને, આશ્રવ એહનું નામ ॥ ૧ ॥

॥ ઢાલ ૬ ઠી ॥ ( શાન્તિજિનેશ્વર કેસર અર્ચિત જગ ધણીરે કે અ૦ એ દેશી ) પાંચ ઇંદ્રિય કષાય ચાર કે અવ્રત પણ કહ્યા રે કે અ૦, જોગ ત્રણ ભેદ કે ગુરૂ મુખથી લહ્યા રે કે ગુ૦॥ હવે ક્રિયા તે જોય કે પણ વીસ અનુક્રમે રે કે પ૦, તજીયે જેહથી હોય કે પુણ્યશું સંક્રમે રે કે પુ૦ ॥ ૧ ॥ પહેલી કાયિકી જાણ કે બીજી અધિકરણિકી રે કે બી૦, ત્રીજી પ્રાદ્વેષિકી હોય કે ચોથી પારિતાપનિકી રે કે ચો૦ ॥ પ્રાણાતિપાતિકી પાંચમી છઠી આરંભિકી રે કે છ૦, પરિગ્રહકી સાતમી આઠમી માયિકી રે કે આ૦ ॥ ૨ ॥ મિથ્યાદર્શન અપ્રત્યાખ્યાનિકી નવદશ એ કહી રે કે ન૦, દિઠ્ઠી પુઠ્ઠી પાડુચ્ચિકી ત્રયોદશ એ લહી રે કે ત્ર૦ ॥

સામંત નીસત્થ સ્ત્રહસ્તિકી સોલમી રે કે સ્ત્ર૦, સત્તરમી આ-ણુવણિકી વિદારણુ અઢારમી રે કે વિ૦ ॥ ૩ ॥ અણાભોગા અણુ-વકંખ બે મળી વીશ થઈ રે કે બે૦, અણુ ઉપયોગ સમુદાયિકી બાવીસ એ લહી રે કે બા૦ ॥ ત્રેવીશમી તે રાગિકી ચોવીસમી દ્વેષિકી રે કે ચો૦, પણુવીસમી ઇર્યાપથિકી કહી વિશેષ કરી રે કે ક૦ ॥ ૪ ॥ ભેદ બેંતાલીશ આશ્રવતત્ત્વનાં એ કહ્યા રે કે ત૦, સમ્યગ્દષ્ટિ જીવ કે મનથી સદ્દહ્યા રે કે મ૦ ॥ ડુંગર ગુરૂ શુભ ધ્યાનથી આશ્રવને તજો રે કે આ૦, વિવેક કહે ભવિલોક કે શિ-વરમણી ભજો રે કે શિ૦ ॥ ૫ ॥

( દુહા ) સંવર તે છઠ્ઠો કહું, ભેદ સત્તાવન જેહ; મનથી સંવર જે કરે, શિવસુખ પામે તેહ ॥ ૧ ॥

॥ ઢાલ ૭ મી ॥ ( પ્રાણીવાણી જિનતણી અથવા મુનિસુ-વ્રત જિન વંદતા. એ દેશી ) સંવર તત્ત્વ તે સાંભળો, સંવરીયે આતમ નીતરે ॥ અરિહા જિનવરે ભાખીયો, આગમમાંહે શુભ રીતરે ॥ આગમમાંહે શુભ રીત સુચીત સુનીત જગતગુરૂ ભાખી-યો સુખકંદરે સુખકંદ આનંદ અમંદ જગતગુરૂ ભાખીયો સુખ-કંદરે (આંકણી) ॥૧॥ પાંચ સુમતિ ત્રણુ ગુપ્તિ જે, પરિસહ બા-વીસ નીવાસરે ॥ દશવિધ મુનિવર ધર્મ જે, મુનિજન નિતનિત તુમે ધારો રે મુનિ૦ જગ૦ સુખ૦ સુ૦ ॥ ૨ ॥ પાંચ સુમતિ વિવરી કહું, ઇર્યા સમિતિ પ્રથમ વખાણુરે ॥ છકાય રક્ષા જે કરે, ઈર્યા કહી તેહ સુજાણુરે ઈર્યા૦ જ૦ સુ૦ ॥ ૩ ॥ ભાષાસમિતિ બીજી હુવે, સહુને સુખ ઉપજે સોયરે ॥ એષણા બેંતાલીશ દોષ જે, મુનિને આહાર ઇમ હોયરે મુ૦ જ૦ સુ૦ ॥૪॥ આદાનનિક્ષેપણુ સ-મિતિ, લેવે મુકે શુભ યોગેરે ॥ પારિષ્ઠાપનિકા કહી, મલ મૂત્ર નાંખે ઉપયોગરે મ૦ જ૦ સુ૦ ॥ ૫ ॥ ત્રણુ ગુપ્તિ હવે ચિત્ત ધરો, મન વચન કાયા કરે શુદ્ધરે ॥ આઠ પ્રવચન માત જે, સુનિ ધારે તે-હીજ બુદ્ધિરે સુ૦ જ૦ સુ૦ ॥ ૬ ॥ ક્ષુધા પિપાસા શીત જે, ઉષ્ણુ ડંસા પરિસહ અચેલરે ॥ રતિ સ્ત્રિયાદિક તે વલી, ચરિયા

નિસીહિયાદીક મેલરે ચ૦ જ૦ સુ૦ ॥ ૭ ॥ શય્યા એકોસ વહુ જાયણા, અલાભ રોગ તણા ફાસરે ॥ મલસક્કાર પરિસહ જે, પન્ના અન્નાણ સમત્તરે ૫૦ જ૦ સુ૦ ॥ ૮ ॥ ખંતી મદ્દવ અજ્જવ, મુત્તી તવ સંજમ મેહરે ॥ સચ્ચં સોયં અકિંચણ, બંભચેર દસવિધ જેહરે બં૦ જ૦ સુ૦ ॥ ૯ ॥ પ્રથમ અનિત્યભાવના, અશરણ સંસાર એકત્વરે ॥ અન્યત્વભાવના પાંચમી, અશુચિ ભાવના તત્વરે અ૦ જ૦ સુ૦ ॥ ૧૦ ॥ આશ્રવ સંવર નિર્જરા, લોકબોધિ દુર્લભ ભાવરે ॥ ધર્મધ્યાન તે બારમી, એ છે ભવજલ જંતુ નાવરે એ૦ જ૦ સુ૦ ॥ ૧૧ ॥ હવે પાંચભેદ ચારિત્રના, સામાયિક છેદોપસ્થાપનરે ॥ પરિહાર સૂક્ષ્મ ચારિત્ર જે, યથાખ્યાત મોક્ષ નિદાનરે યથા૦ જ૦ સુ૦ ॥ ૧૨ ॥ યથાખ્યાત ચરણ જે આચરે, તે પામે મુક્તિનો ઠાણરે ॥ ડુંગર ગુરૂના ધ્યાનથી, વિવેક લહે બહુ નાણરે વિ૦ જ૦ સુ૦ ॥ ૧૩ ॥

(દુહા) બાર પ્રકારે તપ તપે, નિર્જરા તેહનું નામ ॥ આતમપ્રદેશ તેહ થકી, કર્મ પુદ્ગલ ખયઠામ ॥ ૧ ॥

॥ ઢાલ ૮ મી ॥ (હુઓ ચારિત્ર જુત્તો સુમતિનો ગુત્તો એ દેશી.) અણસણ તપ તે અન્ન પાણી લેવે નહી, સોભાગી, વળી છઠ અઠમ તપને જાણો સહી. સો ॥ પુરૂષને બત્રીસ કવલ સ્ત્રી અઠાવીશ લહે સો૦, નપુંસકને ચોવીશ કવલ જિનવર કહે સો૦ ॥ ૧ ॥ દ્રવ્યક્ષેત્ર કાલભાવ અભિગ્રહ વરે સો૦, ચન્દનબાલા વીરનો અભિગ્રહ પૂરણ કરે સો૦ ॥ વૃત્તિ સંક્ષેપણ તપ એ ત્રીજો કહ્યો સો૦, ષટ્ રસનો કરે ત્યાગ, એ ચોથો લહ્યો સો૦ ॥ ૨ ॥ લોચ કરાવે અલુવાણે પગે સંચરે સો૦, ઇત્યાદિક ભલીભાતશું કાય કષ્ટ આદરે સો૦ ॥ પાંચ ઇંદ્રિય ચાર કષાય જોગને શોધવા સ્ત્રી આદીક સંસર્ગ સર્વથી રોધવા સો૦ ॥ ૩ ॥ ષડ્વિધ બાહ્ય એ તપ તુમે જાણજો સો૦ ગુરૂમુખથી સહી ભાવ સંદેહ મન નાખજે સો૦ ॥ હવે ષડ્વિધ અભ્યંતર ભવી તમે સાંભળો. સો૦, મરાએ ચિત્તમાં એહ મુકી મન આંમલો. સો૦ ॥ ૪ ॥ પોતાની

વાતને લોક તે નવી લહે. સો૦, હેલામાંહે તે કર્મને ખેપવે સો૦॥ પાપ લાગ્યો હોય તે ગુરૂમુખ આલોવે, સો૦ એણી વિધ પ્રાયશ્ચિત્ત તપને જાળવે. સો૦ ॥ ૫ ॥ નાણ દરસન ચારિત્રનો વિનય ઘણો કરે, સો૦ અરિહંત સિદ્ધ ચૈત્ય વિનય મનમાં ધરે સો૦ ॥ વેયાવચ્ચ તપ ત્રીજો પ્રશ્ન વ્યાકરણે કહ્યો. સો૦ ચઉદે ભેદે વેયાવચ્ચ ગુરૂમુખથી લહ્યો. સો૦ ॥ ૬ ॥ હવે ચોથો તપ સજ્ઝાય ધ્યાનને મન ધરે. સો૦ સિદ્ધાંત વાંચે પુછે સિદ્ધાંતને નિત્ય ગણે સો૦ ॥ ચિંતવે ધર્મોપદેશ હૈયે ભાવી ચિત્તને. સો૦ જેહથી પામે સઝાય તપ વિતને. સો૦ ॥ ૭ ॥ સમતાભાવે મન આણો ધ્યાનમે સો૦ નિરામય નિરાકાર અવસ્થા જ્ઞાનમેં, સો૦ ॥ શુકલ ધ્યાનને ધ્યાવે રૌદ્રને પરીહરે. સો૦ એ પાંચમો તપ ભવિયણ ચિત્તધરે સો૦ ॥ ૮ ॥ છઠો હવે કાઉસગ્ગ તપ આદરો. સો૦ ક્રોધ અને માન માયા લોભને પરિહરો. સો૦ ॥ અભ્યન્તર ષટ્ ભેદ પ્રાણી મન ધરો. સો૦ વિવેક કહે ભવિયણ ભવસાયર તરો. સો૦ ॥ ૯ ॥

(દુહા) બંધતત્ત્વ દૂરે તજો, બંધન તે નિત્યમેવ; ગતિ દુઃખ પામે ઘણું, કહે જિનવર દેવ ॥ ૧ ॥

॥ ઢાલ ૯ મી ॥ (કપૂર હોય અતિ ઉજલોરે ॥એ દેશી૦) બંધતત્ત્વ હવે સાંભલો રે, ભવિયણ તુમે ઉમેદ ॥ ચાર પ્રકારે બંધ છે રે, ભાખે જિન અવેદ રે પ્રાણી સાંભલો તેહ સુજાણ (એ આંકણી) ॥ ૧ ॥ પ્રકૃતિબંધ પહેલો કહ્યોરે, સહાવ કેહતા સ્વભાવ ॥ સ્થિતિ તે કાલ જાણજોરે, એહી૪ એહનો ભાવરે ॥ પ્રાણી૦ ॥ ૨ ॥ અનુભાગ બંધ તે શું કહેરે, કટુક અને મીઠો રસ ॥ પ્રદેશ બંધ ચોથો હવે રે, દલસંચય જાણો તસરે ॥ પ્રાણી૦ ॥ ૩ ॥ જ્ઞાનાવરણીય કર્મનોરે, ચક્ષુબંધન જેહ ॥ દર્શન તે કહીએ બીજોરે, પોળીયા સરખો એહરે ॥ પ્રા૦ ॥ ૪ ॥ વેદનીય તે અસિ સારીખોરે, મોહનીય મદિરા સમાન ॥ હેડ સરીખું આયુ જાણીયેરે, ચિતારા સરખો નામરે ॥ પ્રા૦ ॥ ૫ ॥ ગોત્ર તે કુંભાર જે-

હુવેરે, ભંડારી સરખો અંતરાય ॥ આઠ કર્મ ભાવ જાણજોરે, જેહુથી દુર્ગતિ જાયરે ॥ પ્રા૦ ॥ ૬ ॥ નાણ દંસણ વેયણીરે, અંતરાયનું માન ॥ ત્રીશ કોડાકોડીનુંરે, સાગર એહ નિદાનરે ॥પ્રા૦ ॥ ૭ ॥ વીશ કોડાકોડી નામ ગોત્રનીરે, આયુ અયર તેત્રીસ ॥ કાલ ઉત્કૃષ્ટો પુરો થયોરે, ( સિત્તેર કોડાકોડી મોહનીરે ) ભાંખે શ્રી જગદીશરે ॥ પ્રા૦ ॥ ૮ ॥ જઘન્યકાલ હવે કહુંરે, આઠ કર્મનો જેહ ॥ વેદનીય કર્મનો જાણીયેરે, બાર મુહૂર્ત્ત કહ્યો એહરે ॥ પ્રા૦ ॥ ૯ ॥ નામકર્મ ગોત્ર કર્મનીરે, આઠ મુહુરત તિમ હોય ॥ પંચ કર્મની આગલ કહેરે, જઘન્ય કાલ તિમ જોયરે ॥પ્રા૦॥૧૦॥ જ્ઞાનાવરણીય કર્મનીરે, દર્શનાવરણીય અંતરાય ॥ મોહનીય આયુ કર્મનીરે, અંતમુહૂર્ત્ત કહેવાયરે ॥ પ્રા૦ ॥ ૧૧ ॥ આઠ કરમથી અલગા રહોરે, જિમ લહો સુખ નિર્વાણ ॥ ડુંગર ગુરૂના પદથકીરે, વિવેકને કોડ કલ્યાણરે ॥ પ્રા૦ ॥ ૧૨ ॥

( દુહા ) બંધતત્ત્વ પૂરણ થયો, મોક્ષતત્ત્વ સુવિચાર । તે માટે ભવિયણ તમે, આરાધો હિતકાર ॥ ૧ ॥

॥ ઢાલ ૧૦ મી ॥ ( ભવિકા સિદ્ધચક્ર પદ વંદો એ દેશી ) છતા પદનો પ્રથમ પરૂપણ, દ્રવ્ય પ્રમાણ બીજો ॥ ક્ષેત્ર પ્રમાણ તે ત્રીજો જાણો, ફરસના દ્વારે તે રીઝોરે ॥ પ્રાણી મોક્ષ પદને આરાધો, આરાધી શિવસુખ સાધોરે ॥ પ્રા૦ મો૦ (એ આંકણી) ॥ ૧॥ કાલદ્વાર તે પાંચમો ગુણીયે, અંતર છઠો ધીર ॥ સાતમો ભાગ આઠમો ભાવ; અલ્પદ્વાર કહે વીરરે ॥ પ્રાણી૦ ॥૨॥ ચારગતિમાંહે મનુષ્યગતિએ, મોક્ષ હોવે નિરધાર ॥ પાંચ ઇંદ્રિયમાંહે પંચેંદ્રિયથી, શિવપદ લહે સુખકારરે ॥ પ્રા૦ ॥ ૩ ॥ પૃથ્વી આદિ પાંચે થાવર, એહને મોક્ષ નવી લહીયે ॥ ત્રસકાયથી મોક્ષે જાવે, એ આણા સદ્દહીયેરે ॥ પ્રા૦ ॥૪॥ ભવ્ય અને અભવ્ય દુવિધમાં, ભવ્યને હોય શિવઠાણ ॥ સન્ની અસન્ની બે પદ માંહે, સન્નીયો લહે નિર્વાણરે ॥ પ્રા૦ ॥૫॥ ચારિત્ર પાંચ પ્રકારે ભાખ્યાં, શ્રી જિન આગમમાંહી ॥ યથાખ્યાત

ચારિત્રે તે મોક્ષ, બીજે ચરણે મોક્ષ નહીરે ॥ પ્રા૦ ॥ ૬ ॥ પાંચ પ્રકારે સમકિત જાણો, પંચાંગીના જાણ ॥ બીજે સમકિતે નવી લહીયે, ક્ષાયિકે હોવે ઠાણુરે ॥ પ્રા૦ ॥ ૭ ॥ આહાર તે ભવપાંહે ભમાડે, અણુહારી દીયે મોક્ષ ॥ દર્શન ચાર કહ્યા જિનરાજે, કેવલ મોક્ષને માડેરે ॥ પ્રા૦ ॥૮॥ મતિ અને શ્રુત અવધિને જ્ઞાન, મનઃ પર્યવ તે જોવે ॥ કેવલજ્ઞાનથી કેવળજ્યોતે, પ્રથમ દ્વાર એમ હોવેરે ॥ પ્રા૦ ॥ ૯ ॥ સિદ્ધના જીવ દ્રવ્ય અનંતા, અનંત જીવ પાચ્યા ॥ લોકને અસંખ્યાતમે ભાગે, સિદ્ધ તે સવી દુઃખ વામ્યારે ॥ પ્રા૦ ॥ ૧૦ ॥ ક્ષેત્રથી ફરસના અધિકી જાણો, એક આકાશ પ્રદેશે ॥ એક સિદ્ધ આશ્રી તે આદિ છે, અંત તે પણ નાહીરે ॥ પ્રા૦ ॥૧૧॥ પડવાના અભાવથી જાણો, અંતર સિદ્ધ ન કહીયે॥ સર્વ જીવને અનંતમે ભાગે, સિદ્ધ રહ્યા સવી સહીએરે પ્રા૦ ॥૧૨॥ ક્ષાયિક ને પારિણામિકભાવે, બે ભાવે હોવે સિદ્ધ ॥ સર્વથકી થોડાં નપુંસક, સંખ્યાત ગુણી સ્ત્રી સિદ્ધરે પ્રા૦ ॥ ૧૩ ॥ તેહુથી સંખ્યાતા પુરૂષજ જાણો, સમયે નપુંસક દશ ॥ સ્ત્રી સીઝે એક સમયે વીશ, પુરૂષ અઠોત્તર ઇશરે પ્રા૦ ॥ પ્રા૦ ॥ અલ્પ બહુત્વ એ નવમો દ્વાર, કહ્યો ગુરૂમુખથી મેં આજ ॥ ડુંગર ગુરૂપદ કમલનો સેવક, વિવેકનાં સિધ્યાં કાજરે ॥ પ્રા૦ ॥ ૧૫ ॥

॥ ઢાલ ૧૧ મી ॥ રાગ ધન્યાશ્રી ( ગિરૂઆરે ગુણ તુમ તણા એ દેશી. ) હવે પંદર ભેદ શિદ્ધના, વરણવું તે સુખકારી રે ॥ જિનસિદ્ધ તે અરિહંતજી, પુંડરિક અજીન બલિહારીરે ॥૧॥ વારી જાઉં સિદ્ધની એ આંકણી. વિહરમાન તે તીર્થ સિદ્ધ કહીયે, અતીર્થ સિદ્ધ મરૂદેવી માયરે ॥ ગૃહસ્થાવાસે કૂર્માપુત્ર સિધ્યા, અન્યલિંગે વલ્કલ શિવ જાયરે ॥ વા૦ ॥ ૨ ॥ સ્વલિંગે સાધુ તે સિદ્ધ કહ્યા, સ્ત્રીલિંગે ચંદનબાલારે ॥ પુરૂષલિંગે ગોતમ જાણવા, નપુંસકલિંગે ગંગેયરે ॥ વા૦ ॥૩॥ પ્રત્યેકબુદ્ધ તે નમી થયા, પોતાની મેળે સ્વયંબુદ્ધરે ॥ બુદ્ધબોદ્ધિ સિદ્ધ તે ઉપદેશે, ભરતાદિક બુદ્ધ બોદ્ધિરે ॥ વા૦ ॥ ૪ ॥ એકજીવ તે એક સિદ્ધ, ઘણા

સીઝે અનેકરે ॥ એણીપરે પન્નર ભેદ સિદ્ધના, વરણવ્યા સુવિવેકરે ॥ વા० ॥૫॥ જીવાદિક એ નવતત્ત્વને, પ્રાણી સદ્દહે જે ભાવેરે॥ તે નર સમકિત સુરતરૂસમો, પામીને શિવ જાવેરે ॥ વા० ॥ ૬ ॥ જીવો સંવર નિર્જરા મોક્ષ, એ ચારે હોવે અરૂપીરે ॥ બંધ આશ્રવ પુણ્ય પાપ જે, એહને કહીયે રૂપીરે ॥ વા० ॥૭॥ મિશ્રભાવે અજીવ છે, બંધ આશ્રવ પુણ્ય પાપરે ॥ એ ચારેને છાંડવા જેહથી, લહે પ્રાણી સંતાપરે ॥ વા० ॥૮॥ જીવ અજીવ બેને જાણવા, સંવર નિર્જરા મોક્ષરે ॥ આદરવા એ ત્રણ તત્ત્વને, પ્રાણી લહે શિવશર્મરે ॥ વા० ॥૯॥ કાલ અનંત ગયે જિનમાર્ગે, સિદ્ધની પૃચ્છા ઉલ્લાસેરે ॥ નિગોદને અનંતમે ભાગે, સિદ્ધ થયા સુવિલાસરે ॥ વા० ॥૧૦॥ એ નવતત્ત્વ તણા ગુણ ગાયા. દીનદીન ચઢત સવાયારે ॥ શ્રી ડુંગરવિજય ગુરૂપસાય, વિવેકને નિત સુખદાયારે ॥ વા० ॥ ૧૧ ॥

કલશ.

જગ જંતુતારણ દુઃખનિવારણ આદિ જીનવર મેં થુણ્યો, સંવત અઢાર બહોતેર વર્ષે ભવિક હિત હેતે ભણ્યો ॥ ૧ ॥ દમ્ભસુપુરવર વિજયદશમી આશ્વિન માસ સુભ પક્ષ એ, સુર ગુરૂવારે સુખ વધારે કહે કવિ જનદક્ષ એ ॥ ૨ ॥ તપગચ્છ રાજેવડ દીવાજે શ્રી વિજય દયા સૂરિશ્વરૂં, તસ ચરણ સેવી મુક્તિવિજય ભવિક જનમન સુખ કરૂં ॥ ૩ ॥ તસ શિષ્ય સુંદર ગુણ પુરંદર પંડિત ડુંગર મુર્ણીદ એ, તસ શિષ્ય સેવક ભણે ભાવે, વિવેક લહે આણંદ એ ॥ ૪ ॥

॥ इति श्री विवेकविजयजीविरचितं
नवतत्त्वभावगर्भितं स्तवनम् ॥



## ॥ श्रीज्ञानसारमुनिकृतं छन्दोबद्धम् ॥

# ॥ भाषानवतत्त्वप्रकरणम् ॥

### परिशिष्ट नं. ८ (१५).

---

( દૂહા ) નમસ્કાર અરિહંતને, સિદ્ધ સૂરિ ઉવજ્ઝાય સાધુ સકલ પ્રણમી કરી, પ્રણમી શ્રી ગુરૂપાય ॥ ૧ ॥ કરશું હું નવતત્ત્વની, ગાથા ભાષા રૂપ । મંદબુદ્ધિ ગુરૂ સાન્નિધ્યે, કહિશું સુગમ સ્વરૂપ ॥ ૨ ॥

( સુરતી મહિનાની દેશી. )

જીવ અજીવ પુણ્ય પાપ તિમ આશ્રવ સોય, સંવર નિર્જર બંધ મોક્ષ એ નવતત્ત્વ હોય । ચઉદ ચઉદ બાયાલ બ્યાસી વળી બાસઠ, સત્તાવન બારે ચઉ નવ ક્રમ ભેદની માલ ॥૧॥ એગદુ તિ ચઉવિહ પણવિહ છવ્વિહ જીવ કહાય, ચેતન ત્રસ સ્થાવર વેદે ગઇ કરણે થાય । એગિન્દ્રિય સૂક્ષ્મ બાદર એ દો જીવઠાણ, સંજ્ઞિ અસંજ્ઞિ પચિંદિ બિતિ ચૌરિંદી આણ ॥ ૨ ॥ એ સગ પજ્જત્તા અપજ્જત્તા ચઉદે હોય, અનુક્રમ જીવઠાણ એ સૂત્રે પ્રરૂપ્યાં સોય । નાણ દંસણ ચારિત્ત વીર્ય તપ તિમ ઉપયોગ, એ ષટ્ લક્ષણ લક્ષિત જીવ દ્રવ્ય ષટ્ યોગ ॥ ૩ ॥ ષગ આહાર શરીર ઇંદ્રિય પજ્જત્તી તીન, સાસોસાસ ભાષા મન ષટ્ એ અનુક્રમે લીન । ચાર એગિંદી પંચ પજ્જત્તી વિગલે જોય, પંચ અસંજ્ઞિ સંજ્ઞી ષટ્ પજ્જત્તી હોય ॥ ૪ ॥ ઇંદ્રિય પાંચ ઉસાસ આઉ બલ એ દસ પ્રાણ, ચાર છ સાત આઠ એગિંદી વિગલે જાણ, અસંજ્ઞિ સંજ્ઞિ પંચેંદ્રિ તે નવ દસ ક્રમ થાય, પ્રાણોથી જે વિપ્રયોગ જીવ મરણ કહેવાય ॥ ૫ ॥ ધર્મ અધર્મ આકાશ તીનના ત્રણ ત્રણ ભેદ, કાલ દસમ ધમ આગમ પુદ્ગલ ચાર વિભેદ । ખંધ દેશ પ્રદેશ પરમાણુ મળી

અજીવ, ધમ્મા ધમ્મ પુગ્ગલ નભકાલ એ પાંચ ન જીવ ॥ ૬ ॥ ચલણસહાઇ ધર્મ થિર સંઠાણ અધમ્મ, અવગાહે પુરણગલણે નભપુગ્ગલ ધમ્મ । સમયાવલી ય મુહુત્ત દીહ પખમાસને સાલ, વર્ષ પલ્યોપમ સાગર ઉસ્સપ્પિણી સપ્પિણી કાલ ॥ ૭ ॥ ષટ્ ૬ ઇગ ૧ દો ૨ સગ ૭ સગ ૭ સગ ૭ ખટ ૬ ઇગ ૧ અંક ગણાય, એગ મુહુર્ત્તે આવલી સંખ્યા સૂત્ર કહાય । તીન ૩ સાત ૭ વલી સાત ૭ તીન ૩ ઊસાસે માણ, કેવલનાણી ભણિયો એહ મુહુત્તપ્રમાણ ॥ ૮ ॥ સાતા ઉચ્ચ ગોત્ર મણુ સુરદુગ પંચેંદ્રિય જોય, પાંચ શરીર આદિમ તિશરીર ઉવંગ કહાય । આદ સંઘયણ સંઠાણ ચઊવણ્ણા અગુરૂ લહુ હોય, પરઘા ઉસાસ તેમવલી આતપને ઉજ્જોય ॥ ૯ ॥ સુભ ખગઇ નિમ્માણ તસાઇદસોની માલ, સુરનર તિરિ આઉ તિત્થંકર પુણ્ય બાયાલ । તસ બાદર પજ્જત્ત પત્તેયથિરં સુભ સોય, સુભગ સૂસર આઇજ્જ જસે ત્રસદસકો હોય ॥૧૦॥ નાણાંતરાય દશક નવ બીજા નીચ અસાય, મિચ્છ થાવરદસ નારકત્રિક પચવીસ કસાય । તિરિજંચ દુગ એકેન્દ્રિય બિતિચૌરિંદ્રિ તેય, કુખગઈ ઉપઘાય અપસત્થ વણ્ણ ચૌ ભેય ॥ ૧૧ ॥ પઢમ સંઘયણ વિના સંઘયણ તેમ સંઠાણ, એમ બ્યાસી પ્રકૃતિ પાપતત્તની એ જાણ । થાવર સુહુમ અપજ્જ સાહારણ અથિરે ગેય, અસુભ દુભગ દુસ્સરણાઇજ્જ અજસ દસ નેય ॥ ૧૨ ॥ પણ ચઉ પણ તિય ઇંદ્રિ કસાય અવ્વય તિમ જોગ, બાયાલીસે શેષ પચીસ ક્રિયા સંજોગ । કાઇય અહિગરણીયા પાઉસિયા પરિતાપ, પ્રાણાતિપાત આરંભિક પરિગ્ગહિયા આલાપ ॥ ૧૩ ॥ માયાપ્રત્યય મિચ્છાદંસણવત્તિ તેમ, અપચ્ચખાણકી દિટ્ઠ પુટ્ઠિ પાડુચ્ચિય જેમ । સામંતોવનિય નેસત્થિ સાહત્થિ જેહ । આણાપનકી વેયારણ અણભોગા વેદ ॥ ૧૪ ॥ અનવકંખપચ્ચય અન્નાપઓગી સમુદાય, પ્રેમદ્વેષ ઇરિયાવહી કિરિયા એ કહેવાય । સમિતિ ગુપ્તિ પરિસહ જઇ ધમ્મ ભાવણા ચરિત્ત, પણ તિગ બાવીસ દસ બાર પણ 'સંવર' તત્ત ॥ ૧૫ ॥ ભૂખ પિપાસા શીત ઉષ્ણ ડાંસા નિરવસ્ત્ર, અરતિ ચોષા ચરિયા નિષદ્યા સિજ્જા મલ । અક્રોસ વધ જાયણ અલાભ ગદ તૃણનો ફાસ, મલ સક્કાર પન્ના અનાણ સમ્મત્ત સમાસ ॥ ૧૬ ॥ ખંતિ મદ્દવ અજ્જવ મુત્તી તવ સંજમ શમ્મ, સત્ય સોય અકિંચન બંભચેર જઇ ધમ્મ । પઢમ અનિત્ય અશરણ સંસાર એકત્ત અન્નત્ત । અશુચિ આશ્રવ સંવર નિર્જર ભણિ ભાવો નિત્ય ॥ ૧૭ ॥ લોક સ્વભાવ બોધિ દુર્લભ ધમ્મારમ ગાવ, ધરમ સાધક અરિહંત એ બારે ભાવન ભાવ । સામાયિક છેદોપસ્થાપન બીજો ગેમ, પરિહાર

વિશુદ્ધિ સુક્ષ્મસંપરાય ચઉત્થો જોય ॥ ૧૮ ॥ તિમ અહખાય ચરિત્ત સર્વ જિમ લોગપસિદ્ધ, જેહ સુવિધિ આચરણે કે જીવ પામ્યા સિદ્ધ । બારેવિધ નિર્જરર તત્ત્વ બંધના ચાર પ્રકાર, પ્રકૃતિ ઠિઇ અનુભાગ પ્રદેશ ભેદ નિરધાર ॥ ૧૯ ॥ અણસણ ઊણોદર વૃત્તિસંક્ષેપ રસનોત્યાગ, કાયકલેશ સંલીનતા 'બાહિર તપ' ષટ્ ભાગ । પ્રાયશ્ચિત્ત વિનય વૈયાવચ્ચ તેમ સજ્ઝાય, ધ્યાન કાઉસગ 'અભ્યંતર તપ' ષડ્વિધ થાય ॥ ૨૦ ॥ 'પ્રકૃતિ' સ્વભાવ કાલ અવધારણ 'સ્થિતિ' નિરવંચ, 'અનુભાગે' રસતેમ 'પ્રદેશે' દલનોસંચ । પટ પ્રતિહાર ધાર તરવાર મદ્ય વલિ તેમ, નિગડ ચિત્રકર કુંભકાર ભંડારી જેમ ॥ ૨૧ ॥ અનુક્રમ આઠ નામના ભાખ્યા જે જે ભાવ, તિમ જ્ઞાનાવરણાદિક અડના એહ સ્વભાવ । ઇમ સંક્ષેપે વિવરણ કીના આઠે તત્ત, પ્રસ્તાવે પામ્યો વરણવશું હવે 'મોક્ષ તત્ત' ॥ ૨૨ ॥ સંતપદેય પરૂપણ દ્રવ્યને ક્ષેત્ર પ્રમાણ, સ્પર્શન કાલ પાંચમો છઠો અંતર જાણ । ભાગ સાતમો ભાવ આઠ તિમ અલ્પ બહુત્વ, એ નવભેદે ભાવન કરશું નવમો તત્ત્વ ॥ ૨૩ ॥ મોક્ષ એકપદથી છે જે પદ અવિનાભાવ, વ્યોમ કુસુમતિમ શશકશૃંગ જેમ નહીય અભાવ । એહવો જે પદ મોક્ષ તેહનો મગ્ગણુદાર, વિવરણ કરી વરણવશું સુણજ્યો સૂક્ષ્મ વિચાર ॥ ૨૪ ॥ 'ગતિ' નર 'ઇંદ્રિય' પચેંદી 'કાયે' ત્રસકાય, 'નાણ' જેહને 'કેવલ' 'સંજમથી' અહખાય । 'દંસણમે' ઇગ કેવલ દંસણ અવર ન હોય, 'ભવ્ય અભવ્યે' ભવ્યપણે પરિપાકે જોય ॥ ૨૫ ॥ 'સંમત્તે' ક્ષાયિક 'સન્ની અસન્નીયે' સન્ન, 'અણહારી આહારી' અણહારી ઉત્પન્ન । 'દ્રવ્ય પ્રમાણે' સિદ્ધજીવ દ્રવ્ય હોય અનંત, 'લોગ અસંખમભાગ' એગસિદ્ધ હોય અનંત ॥૨૬॥ 'ફરસન' ખેત્રથી અધિક કાલ ગઇ સિદ્ધ પ્રતીત, સાદિ અનંતિ સ્થિતિ જિન આગમથી સુવિદીત । પ્રતિપાતાભાવે નહી સિદ્ધ 'અંતર' જોય, સર્વ જીવથી 'ભાગ' અનંતમ હુ સિદ્ધ હોય ॥૨૭॥ દંસણ નાણ જેહને બે તે ક્ષાયિક 'ભાવ' જીવત્વ જેહ તે વલી પરિણામિક ભાવ । સહુથી થોડા વેદ નપુંસકથી જે સિદ્ધ, તેહથી સ્ત્રીનર અનુક્રમ સંખગુણા સુપ્રસિદ્ધ ॥ ૨૮ ॥ જે જાણે જીવાદિક નવતત્વ તસ સંમત્ત, અણજાણતાને હુયે જે શ્રદ્ધાને રત્ત । સર્વ જિનેશ્વર મુખથી ભાખ્યા વયણ જહત્થ, એ બુદ્ધી જેહને મન સંમત્ત નિશ્ચળ તત્થ ॥ ૨૯ ॥ અંતરમુહૂરત એગમિત્ત ફરસ્યો સંમત્ત, અર્ધ પુદ્ગલ પરિયટ્ટ નિયમ સંસાર નિમત્ત । ઉસ્સપ્પિણીય અણંતે ઇગ પુદ્ગલ પરિયટ્ટ, અનંત અતીત અનાગત તદ્ગુણ વયણ પ્રગટ ॥ ૩૦ ॥ ઇમ નવતત્ત્વભેદ

પડિ મેરે વિવરણ કીધ, શ્રાવક આગ્રહ કીન સહાય પૂરણ રસ પીધ । કો-
ટિક ગણ સુભ સદન અજ્ઞાન દીપુપમાન, શ્રી જિન લાભચંદ કુલ પૂનમચંદ
સમાન ॥ ૩૧ ॥ જ્ઞાનાદિક કરિવર સિંહ વયરી સાખ, રત્નરાજ મુનિ
તે વડશાખાની પડશાખ । ' જ્ઞાનસાર ' તે પડસાખાની સૂક્ષ્મ ડાલ, એ
નવદ નવરંયણ વિનાણે ગુંથી માલ ॥ ૩૨ ॥ સંવચ્છર નિશ્ચયનય ૧ વિ-
શેષ ૬ પ્રવચનમાય ૮, પરમ સિદ્ધ ૧ વામગતે એ અંક ગણાય । માઘ
કિસન સસિવાર મેરૂ તિથિ પૂરણ કીધ, ચાર કથા તજિ તત્ત્વ કથા ભજિ
નર ( ભવ ) ફલ લીધ ॥ ૩૩ ॥

---

## ॥ भाषानवतत्त्व प्रकरणं संपूर्णम् ॥




॥ गूर्जरभाषारूढः ( प्राचीनः ) ॥

## ॥ नवतत्त्वविचारः ॥

परिशिष्ट नं. ८. ( १६ )

" तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनं " ( वाचकपादवचः )

" तत्तत्थसद्दहाणं सम्मत्तं " ( मनोहारि हारिभद्रं वचः )

તત્ત્વાર્થની સદ્દહણા સમ્યક્ત્વ છે, તે ભણી તત્ત્વ કહે છે, જીવતત્ત્વ ૧ અજીવતત્ત્વ ૨ પુણ્યતત્ત્વ ૩ પાપતત્ત્વ ૪ આશ્રવતત્ત્વ ૫ સંવરતત્ત્વ ૬

નિર્જરાતત્ત્વ ૭ બન્ધતત્ત્વ ૮ મોક્ષતત્ત્વ ૯ એ નવ તત્ત્વના નામ કહ્યાં, હવે એ પ્રથમ જીવતત્ત્વની ઓલખાણ કહે છે, પાંચ ઇન્દ્રિય ૫ ત્રણ બલ ૮ શ્વાસોશ્વાસ ૯ આયુ ૧૦ એ દ્રવ્ય પ્રાણધારી તથા બાર ઉપયોગ રૂપ ભાવપ્રાણ ધારી, લોકાકાશપ્રદેશ પ્રમાણ પ્રદેશાત્મક, જ્ઞાનદર્શનસ્વભાવ, દ્રવ્યાર્થિકનયે નિત્ય, પર્યાયાર્થિકનયે અનિત્ય, પરિણામી દ્રવ્ય, વ્યવહાર નયે કર્મનો કર્ત્તા, હર્ત્તા, ભોક્તા; નિશ્ચયનયે શુદ્ધ ચૈતન્ય પર્યાયનો કર્ત્તા નિજ-સ્વરૂપનો ભોક્તા, ઔદયિક ક્ષાયિક મિશ્ર પરિણામાદિક ભાવમેલાપક રૂપ, છદ્મસ્થને ચેષ્ટાલિંગગમ્ય, કેવલીને પ્રત્યક્ષ, શરીરપ્રમાણ, અરૂપી, જીવ દ્રવ્ય જિનવચને સદ્દહવો તે જીવતત્ત્વ, ॥૧॥ એહથી વિપરીત નિજમનકલ્પનાયે જાણે તે અતત્ત્વ ॥ જે જીવને ઉપયોગમાં આવે, ચેતનારહિત, ગતિ ૧ સ્થિતિ ૨ અવકાશ ૩ વર્ત્તના ૪ આદાનસમર્થ ૫ ધર્માસ્તિકાય ૧ અધર્મા-સ્તિકાય ૨ આકાશ ૩ કાલ ૪ પુદ્ગલ ૫ રૂપ અજીવને તથાપ્રકારે સદ્-હવું તે અજીવતત્ત્વ જાણવું ॥ ૨ ॥ તથા એ જીવનું દાનદયાલુતા સરા-ગસંયમાદિક શુભપરિણામ તે ભાવપુન્ય, સાતાવેદનીયાદિક શુભ કર્મપ્રકૃતિ તે દ્રવ્યપુણ્ય ॥૩ ॥ મિથ્યાત્વાદિકને ઉદયે ઉપહત જીવનો મલિન પરિણામ તે ભાવપાપ, મિથ્યાત્વાદિક કર્મપ્રકૃતિ તે દ્રવ્યપાપ ॥૪॥ તથા મિથ્યાત્વ અવિરત્યાદિકનો ઉદય તે ભાવ આશ્રવ, તે નિમિત્તકર્મદલનું આવવું તે દ્રવ્ય આશ્રવ ॥ ૫ ॥ કર્મને રુંધવા સમર્થ ક્ષાયિક ક્ષાયોપશમિકાદિક ભાવે કરીને જે જે અંશે નિરુપાધિકપણું તે ભાવસંવર । તેણે કરીને જે આશ્રવનું રુંધવું તે દ્રવ્યસંવર ॥૬॥ કર્મશક્તિ હીન કરે એહવા તપ જપ સંયમ ભાવનાદિકથી ઉપની જે શુદ્ધ ઉપયોગશક્તિ તે ભાવનિર્જરા, તેણે કરીને જે કર્મપ્રદેશનું આત્મપ્રદેશથી ખેરવવું તે દ્રવ્યનિર્જરા ॥૭॥ તથા શુદ્ધાત્માને પ્રતિકૂલ કષાયાદિક સમ્બન્ધથી ઉપની જે કર્મબન્ધ હેતુ ચિકણતા તે ભાવબન્ધ, તેણે કરી આત્મપ્રદેશ સાથે કર્મદલનું બંધાવવું તે દ્રવ્યબન્ધ ॥૮॥ કર્મનિર્મૂલવા સમર્થ શુદ્ધાત્માનો અનુભવ તે ભાવમોક્ષ । તેણે કરીને જે જીવપ્રદેશને સર્વાંશે કર્મપ્રદેશથી મુકાવવું તે દ્રવ્ય મોક્ષ ॥૯॥ એ નવ પદાર્થ જિમ શ્રી જિનેન્દ્રે ભાખ્યા દ્રવ્યાર્થિક નયે નિત્ય, પર્યાયાર્થિકનયે અનિત્ય, નિશ્ચયનયે અભિન્ન, વ્યવહારનયે ભિન્ન, સામાન્યનયે એક, વિશેષ નયે અનેક, જ્ઞાનનયે જ્ઞેય, ક્રિયાનયે હેય ઉપાદેય ઇમ નયનિક્ષેપાસહિત પરસ્પર સાપેક્ષ અનન્તધર્માત્મક, “ કથંચિત્ ઉત્પન્ન, કથંચિત્ વિનષ્ટ, કથંચિત્ ધ્રુવ ” ઇમ ત્રિકરૂપ એકસમયે સદ્દહે, એહની

શ્રી જિનવાણી રુચે જાણે ॥

હવે એહ જ નવતત્ત્વના ભેદ કહે છે—જીવતત્ત્વના ચઉદ ભેદ ૧૪, અજીવતત્ત્વના ચઉદભેદ ૧૪, પુન્યતત્ત્વના બેતાલીશ ભેદ ૪૨, પાપતત્ત્વના ૮૨ ભેદ, આશ્રવતત્ત્વના બેંતાલીશ ભેદ ૪૨, સંવર તત્ત્વના સત્તાવન ભેદ ૫૭, નિર્જરાતત્ત્વના બાર ભેદ ૧૨, બન્ધતત્ત્વના ચાર ભેદ ૪, મોક્ષતત્ત્વના નવ ભેદ ૯ । એ સર્વ મલીને બસોને છહુતેર ૨૭૬ ભેદ થાય । તે મધ્યે ધર્માસ્તિકાયના ત્રણ ભેદ ૩, અધર્માસ્તિકાયના ત્રણ ભેદ ૩, આકાશાસ્તિકાયના ત્રણ ભેદ ૯ અને કાલ ૧૦ એ અજીવના દશ, સંવરના સત્તાવન ૫૭, નિર્જરાના બાર ૧૨, મોક્ષતત્ત્વના નવ ૯, એ અઠયાસી અરૂપી । બાકી એકસોને અઠયાસી રૂપી એ નવમધ્યે જીવ અજીવ બે જાણવા યોગ્ય, પુન્યપાપ આશ્રવબન્ધ એ ચાર છાંડવા યોગ્ય, સંવર નિર્જરા અને મોક્ષ એ ત્રણ આદરવા યોગ્ય.

હવે છ પ્રકારે જીવ કહે છે–ચેતનાએ કરીને એક પ્રકારે જીવ ૧, ત્રસ અને થાવર એણી રીતે બે પ્રકારે જીવ, ૨। વેદ કરીને ત્રણ પ્રકારે જીવ, પુરુષવેદ ૧ સ્ત્રીવેદ ૨ નપુંસકવેદ ૩। ગતિએ કરી ચાર પ્રકારે જીવ–દેવગતિ ૧ મનુષ્યગતિ ૨ તિર્યંચગતિ ૩ નારકીની ગતિ ૪, ઇંદ્રિયોએ કરી પાંચ પ્રકારે જીવ એકેન્દ્રિય ૧ બેઇન્દ્રિય ૨ તેઇન્દ્રિય ૩ ચઉરિંદ્રિયને ૪ પંચેદ્રિય ૫, અને કાયાએ કરી છ પ્રકારે જીવ પૃથ્વી ૧ અપ ૨ તેઉ ૩ વાઉ ૪ વનસ્પતિ ૫ છઠી ત્રસકાય ૬, એ છ પ્રકારે જીવ કહ્યા । તિહાં એટલા પ્રકારમધ્યે સર્વસંસારી જીવ આવ્યા । હવે જીવના છ લક્ષણ કહે છે–જ્ઞાન ૧ દર્શન ૨ ચારિત્ર ૩ તપ ૪ વીર્ય ૫ ઉપયોગ ૬ એ છલક્ષણ જેહમાં હોય તે જીવ કહીએ, હવે ચઉદજીવના ભેદ કહે છે–પૃથ્વ્યાદિક પાંચ થાવર ચઉદ રાજલોકમાં કાજલની કુંપલીનીપરે ઠાંસ્યા ભર્યા છે, પર્વત પ્રમુખ બેદાને આવે જાએ ચર્મદૃષ્ટિએ નાવે, અગ્નિમાં બલે નહી પાણીમાં બૂડે નહી, એહવા પાંચ સ્થાવર સૂક્ષ્મ તે માહિથી પૃથ્વી ૧ અપ ૨ તેઉ ૩ વાઉ ૪ એ ચારમાંહિ તો અસંખ્યાતા અસંખ્યાતા જીવ છે, અને પાંચમો સ્થાવર વનસ્પતિ કાય તેહના બે ભેદ પ્રત્યેકને ૧ સાધારણ વનસ્પતિકાય ૨ તિહાં પ્રત્યેકમાં સૂક્ષ્મ હોય નહી. તેહમાં અસંખ્યાતા જીવ છે, અને એકશરીરે એકજીવ છે, તથા સાધારણ વનસ્પતિકાયને સૂક્ષ્મ અનન્તકાય કહીયે । અને સૂક્ષ્મ નિગોદ પણ કહીયે । એહવા પાંચ સ્થાવરને સૂક્ષ્મ એકેન્દ્રિય કહીયે, તે સૂક્ષ્મ એકેન્દ્રિય અપર્યાપ્તા અને

પર્યાપ્તા ૨ એવં બે ભેદ, તથા બીજા પાંચ સ્થાવર જે નજરે દેખાય મનુષ્ય પ્રમુખને ભોગમાં આવે, તિહાં ચારમાં અસંખ્યાતા જીવ છે, અને પાંચમો વનસ્પતિકાય તેહના બે ભેદ, પ્રત્યેક અને સાધારણ તિહાં પ્રત્યેકમાં અસંખ્યાતા જીવ છે, સાધારણમાં અનન્તા જીવ છે, તેહને બાદર અનન્ત કાય કહીયે, અને બાદર નિગોદ પણ કહીયે, એ પાંચ સ્થાવરને બાદર એકેન્દ્રિય કહીયે, તે બાદર એકેન્દ્રિય અપર્યાપ્તાને ૧ બાદર એકેન્દ્રિય પર્યાપ્તા ૨ એવં ચાર ભેદ ૪ । સ્પર્શેન્દ્રિય ૧ રસનેન્દ્રિય ૨ એ બે ઇન્દ્રિયો હોય તેહને બેઇન્દ્રિય જીવ કહીયે, તે બેઇન્દ્રિય અપર્યાપ્તા ૧ અને બેઇન્દ્રિય પર્યાપ્તા ૨, એવં છ ભેદ । સ્પર્શેન્દ્રિય ૧ રસનેન્દ્રિય ૨ ઘ્રાણેન્દ્રિય ૩ એ ત્રણ ઇન્દ્રિય હોય તેહને તેઇન્દ્રિય જીવ કહીયે, તે તેઇન્દ્રિય અપર્યાપ્તાને પર્યાપ્તા ૨ । એવં આઠ ભેદ । સ્પર્શેન્દ્રિય ૧ રસનેન્દ્રિય ૨ ઘ્રાણેન્દ્રિય ૩ ચક્ષુઇન્દ્રિય ૪ એ ચાર ઇન્દ્રિય હોય, તેહને ચઉરિન્દ્રિય જીવ કહીયે, તે ચઉરિન્દ્રિય અપર્યાપ્તાને પર્યાપ્તા ૨ । એવં દશ ભેદ । ગર્ભજ મનુષ્યના મલમૂત્રાદિક ચઉદ સ્થાનકમાં ઉપજે । તે અસંજ્ઞી પંચેન્દ્રિય સમ્મૂર્ચ્છિમ મનુષ્ય કહીયે, તેહનું એક અંગુલને અસંખ્યાતમે ભાગે શરીર હોએ, ચર્મદૃષ્ટિએ નાવે એક અન્તર્મુહૂર્તમાં ઉપજે અને ચવે કયારેક ન પણ હોય અપર્યાપ્ત જ મરે, પ્રાણ સાત આઠના જ ધણી કહેવાય તથા ગર્ભજ તિર્યંચના મલમૂત્રાદિકમાં ઉપજે, તેહને અસંજ્ઞી પંચેન્દ્રિય સમ્મૂર્ચ્છિમ તિર્યંચ કહીયે, તેનું શરીર મોટું આઉખું મોટું, પ્રત્યક્ષ દીઠામાં આવે, તે અસંજ્ઞી પંચેન્દ્રિય અપર્યાપ્તાને પર્યાપ્તા ૨, અપર્યાપ્તાને સાત તથા આઠ પ્રાણ હોય । પર્યાપ્તાને નવ પ્રાણ હોય । એવં બાર ભેદ ૧૨ । તથા માતા પિતાને સંયોગે ગર્ભે ઉપજે, એહવા મનુષ્યતિર્યંચને ગર્ભજ સંજ્ઞી પંચેન્દ્રિય કહીયે, ઉપપાતશય્યામાં ઉપજે એહવા દેવતા ૧, તથા કુંભીપાકમાં ઉપજે એહવા નારકી ૨, એ ચાર ને સંજ્ઞી પંચેન્દ્રિય કહીયે, તે સંજ્ઞી પંચેન્દ્રિય અપર્યાપ્તાને ૧, સંજ્ઞી પંચેન્દ્રિય પર્યાપ્તા । એવં ૨ઉદ ભેદ । જે મનુષ્ય તિર્યંચ પર્યાપ્તિ પૂરી કરશે જ અધુરી પર્યાપ્તિએ નહી જ મરે, તેહને લબ્ધિ પર્યાપ્તા કહીયે ? અને ઇન્દ્રિયો નથી બાંધી તિહાં લગણ કરણ અપર્યાપ્તા કહીએ ૨ । જે મનુષ્ય તિર્યંચાદિક અધુરી પર્યાપ્તિએજ મરે પર્યાપ્તિ પુરી નહી જ કરે, તેહને લબ્ધિ અપર્યાપ્તા કહીયે, અને ઇન્દ્રિય પર્યાપ્તિ પુરી કર્યા વિના તો કોઇ જીવ મરે જ નહી, માટે કરણપર્યાપ્તો કહીયે ૨ । તથા દેવતા નારકી તો અધુરી પર્યાપ્તિએ મરે જ નહી, માટે લબ્ધિ પર્યાપ્તા, ને જેટલા

સઘળું ઇન્દ્રિય નથી બાંધી, તિહાં સઘળું કરણ અપર્યાપ્તા ૨ એ રીતે એકેકમાં પર્યાપ્તા અપર્યાપ્તા બે બે ભેદ કહેવા,

હવે પર્યાપ્તિનો વિચાર કહે છે—જીવ ભવાન્તરથી કાર્મણ શરીર લઈ આવે, તેણે કરીને ઉપજવાને પ્રથમજ સમયે આહાર લીએ તે, આહાર પર્યાપ્તિ એકસમયમાં નીપજે ૧ તેવાર પછી તે આહાર ખલરસાદિક રસ ૧ લોહી ૨ માંસ ૩ મેદ ૪ અસ્થિ ૫ મજ્જા ૬ વીર્ય ૭ એ સાત ધાતુપણે પરિણમાવવાની શક્તિ તે શરીર પર્યાપ્તિ ૨. એક અન્તર્મુહૂર્તે નીપજે ૨ તિવાર પછી દ્રવ્યઇન્દ્રિય જેહને જેટલી હોએ-તેટલી ઇન્દ્રિયપણે પરિણમાવી જે ધાતુ થઈ છે. તેહની જે શક્તિ તે ઈન્દ્રિયપર્યાપ્તિ ૩ એક અન્તર્મુહૂર્તે નીપજે. તેવાર પછી લોકમાંહિ અનન્તી શ્વાસોશ્વાસની વર્ગણા છે, તે માંહિથી પુદ્ગલ લેઇને શ્વાસોશ્વાસપણે પરિણમાવીને મુકવાની શક્તિ તે શ્વાસોશ્વાસપર્યાપ્તિ ૪ એક અન્તર્મુહૂર્તમાં નીપજે, તેવાર પછી લોકમાંહે અનન્તી ભાષાની વર્ગણા છે, તે માંહિથી ભાષાના પુદ્ગલ લેઇને ભાષાપણે પરિણમાવીને મુકવાની શક્તિ તે ભાષાપર્યાપ્તિ ૫ એક અન્તર્મુહૂર્તે નીપજે, તિવાર પછી લોકમાંહિ અનન્તી મનની વર્ગણા છે, તે માંહિથી પુદ્ગલને લઇને મનપણે પરિણમાવીને મુકવાની શક્તિ તે મનઃપર્યાપ્તિ ૬ અંતર્મુહૂર્તમાં નીપજે, એ ૭ પર્યાપ્તિના નામ. તે માંહિથી એકેન્દ્રિ મને ચારપર્યાપ્તિ, આહાર ૧ શરીર ૨ ઇન્દ્રિય ૩ શ્વાસોશ્વાસપર્યાપ્તિ ૪, અને બેઇન્દ્રિય ૧ તેઇન્દ્રિય ૨ ચઉરિંદ્રિય ૩ એ ત્રણ વિગલેન્દ્રિય કહીએ, તેહને પાંચ પર્યાપ્તિ, આહા૦ શ૦ ઇ૦ શ્વાસો૦ ભાષા ૫, અસંજ્ઞી પંચેન્દ્રિયને પાંચ પર્યાપ્તિ એહીજ, સંજ્ઞી પંચેન્દ્રિયને ૭ પર્યાપ્તિ—આહાર ૧ શરીર ૨ ઇન્દ્રિય ૩ શ્વાસોશ્વાસ ૪ ભાષા ૫ મનઃપર્યાપ્તિ ૬ એ પર્યાપ્તિ વૈક્રિય શરીરવાલા દેવતા નારકીને એક શરીરપર્યાપ્તિ એક અન્તર્મુહૂર્ત્તમાં થાય, બાકી પાંચ એક સમયમાં નીપજે, તથા ઔદારિક શરીરવાલા મનુષ્ય તિર્યંચને એક આહારપર્યાપ્તિ એક સમયની, બાકી પાંચ એક અંતર્મુહૂર્ત્તની અને ન્હાના અન્તર્મુહૂર્ત્ત ગણીયે તો પાંચ અન્તર્મુહૂર્ત્ત અને એક સમય,

હવે જીવના દશ પ્રાણ કહે છે. પાંચ તો ઇન્દ્રિય—સ્પર્શેન્દ્રિય તે કાયા ૧, રસનેન્દ્રિય તે જીભ ૨, ઘ્રાણેન્દ્રિય તે નાસિકા ૩, ચક્ષુ ઇન્દ્રિય તે આંખ ૪, શ્રોત્રેન્દ્રિય તે કાન ૫, શ્વાસોશ્વાસ ૬, આઉખુ ૭, કાયબલ ૮, વચનબલ ૯, મનોબલ ૧૦ એ દશ પ્રાણના નામ । તેહમાંહિથી એકેન્દ્રિયને ચાર પ્રાણ. એક તો ઇન્દ્રિય તે સ્પર્શેન્દ્રિય ૧, શ્વાસોશ્વાસ ૨, આઉખું ૩, કાય-

બલ ૪, બેઇન્દ્રિયને ૭ પ્રાણ બે તો ઇન્દ્રિય. સ્પર્શેન્દ્રિય ૧, રસનેન્દ્રિય ૨, શ્વાસોચ્છ્વાસ ૩, આઉખું ૪, કાયબલ ૫, વચનબલ ૬, તેઈન્દ્રિયને ૭ પ્રાણ ત્રણ તો ઇન્દ્રિય સ્પર્શેન્દ્રિય ૧, રસનેન્દ્રિય ૨, ઘ્રાણેન્દ્રિય ૩, શ્વાસોશ્વાસ ૪, આઉખું ૫, કાયબલ ૬, વચનબલ ૭, ચઉરિન્દ્રિયને આઠ પ્રાણ ચાર તો ઇન્દ્રિય સ્પર્શેન્દ્રિય ૧, રસનેન્દ્રિય ૨, ઘ્રાણેન્દ્રિય ૩, ચક્ષુઇન્દ્રિય ૪, શ્વાસોશ્વાસ ૫, આઉખું ૬, કાયબલ ૭, વચનબલ ૮, અસંજ્ઞીપંચેન્દ્રિયને નવ પ્રાણ પાંચ તો ઇન્દ્રિય સ્પર્શેન્દ્રિય ૧, રસનેન્દ્રિય ૨, ઘ્રાણેન્દ્રિય ૩, ચક્ષુરિન્દ્રિય ૪ શ્રોત્રેન્દ્રિય ૫, શ્વાસોશ્વાસ ૬, આઉખું ૭. કાયબલ ૮, વચનબલ ૯, સંજ્ઞી પંચેન્દ્રિયને દશ પ્રાણ પાંચ તો ઇન્દ્રિય સ્પર્શેન્દ્રિય ૧, રસનેન્દ્રિય ૨, ઘ્રાણેન્દ્રિય ૩, ચક્ષુઇન્દ્રિય ૪, શ્રોત્રેન્દ્રિય ૫, શ્વાસોશ્વાસ ૬, આઉખું ૭, કાયબલ ૮, વચનબલ ૯, મનોબલ ૧૦ ॥

## ॥ જીવતત્ત્વવિચારઃ સમ્પૂર્ણઃ ॥ ૧ ॥



## ॥ હવે અજીવતત્ત્વનો વિચાર કહે છે. ॥



અજીવના મૂલ ભેદ પાંચ છે—ધર્માસ્તિકાય ૧ અધર્માસ્તિકાય ૨ આકાશાસ્તિકાય ૪ કાલ ૩ પુદ્‌ગલાસ્તિકાય ૫ એ પાંચના ચઉદ ભેદ થાય। ધર્માસ્તિકાય ચઉદરાજલોક પ્રમાણે સ્કંધ ૧, તેહનો એક ભાગ તે દેશ ૨, તથા તે ધર્માસ્તિકાયનો અતિ સૂક્ષ્મ નિર્વિભાગ જે કેવલીની બુદ્ધિએ પણ એક ખંડના બે ન થાય તે ધર્માસ્તિકાયનો પ્રદેશ ૩ એ ત્રણ ભેદ ધર્માસ્તિકાયના, જીવને અને પુદ્‌ગલને ચાલવાની સહાય કરે મચ્છને જલની પરે તેહને ધર્માસ્તિકાય કહીયે. તે ધર્માસ્તિકાય દ્રવ્યથી તો એક દ્રવ્ય છે, ક્ષેત્રથકી ચઉદરાજલોક પ્રમાણે છે, કાલથકી અનાદિ અનન્ત છે, ભાવથકી વર્ણ-નથી ગન્ધ નથી રસ નથી ફરસ નથી રૂપ નથી અને અસંખ્યાત પ્રદેશી। એમ જ અધર્માસ્તિકાયના પણ ત્રણ ભેદ—અધર્માસ્તિકાયસ્કન્ધ ૧ અધર્માસ્તિકાયદેશ ૨ અધર્માસ્તિકાયપ્રદેશ ૩ જીવને અને પુદ્‌ગલને સ્થિર રહેવા માટે સહાય કરે. મચ્છને સ્થલની પરે તેહને અધર્માસ્તિકાય કહીયે, તે અધર્માસ્તિકાય દ્રવ્યથકી તો એક દ્રવ્ય છે, ક્ષેત્રથકી ચઉદરાજલોકપ્રમાણ કાલથકી અનાદિઅનન્ત, ભાવથકી વર્ણ નથી ગન્ધ નથી રસ નથી સ્પર્શ

નથી રૂપ નથી, અસંખ્યાતપ્રદેશી, ૨ । ઈમ જ આકાસ્તિકાયના ત્રણ ભેદ—આકાશાસ્તિકાયનો સ્કન્ધ ૧, આકાશાસ્તિકાય દેશ ૨ આકાશાસ્તિકાય પ્રદેશ, ૩ જીવને અને પુદ્ગલને અવકાશ આપે દૂધને સાકરની પરે તેહને આકાશાસ્તિકાય કહીયે. તે આકાશાસ્તિકાય દ્રવ્યથકી એક દ્રવ્ય છે. ક્ષેત્રથકી લોક અલોકપ્રમાણ, કાલથકી અનાદિ અનન્ત છે, ભાવથકી વર્ણ નથી ગંધ નથી રસ નથી ફરસ નથી રૂપ નથી અનન્તપ્રદેશી છે, એ નવ ભેદ થયા અને દશમો કાલ. તે કાલ બે પ્રકારે એકતો વર્ત્તનાકાલ તે નવાને જૂનો કરે. જૂનાને નવો કરે. બીજો સંખ્યાકાલ તથા વ્યવહારકાલ તે કાલ દ્રવ્યથકી એક, ક્ષેત્રથી વર્ત્તનાકાલ ચઉદરાજ લોક પ્રમાણે, સંખ્યાકાલ અઢીદ્વીપમાં છે, કાલથી અનાદિ અનન્ત, ભાવથકી વર્ણ નથી ગંધ નથી રસ નથી સ્પર્શ નથી રૂપ નથી અને અપ્રદેશી । એ દસ ભેદ અજીવના અરૂપી કહ્યા. હવે પુદ્ગલાસ્તિકાયના ચાર ભેદ રૂપી કહે છે પુદ્ગલાસ્તિકાય અખંડ તે સ્કંધ ૧, તથા પુદ્ગલનો એક કટકો નજરે આવે ત્હાં લગી દેશ કહીયે ૨, તે પુદ્ગલનો અતિસૂક્ષ્મ ખંડ તે કટકો નજરે આવે નહી કેવલીની બુદ્ધિએ પણ એકના બે ન થાય, તે જ્યાં સુધી સ્કન્ધમાં વળગેલો હોય ત્યાં સુધી પ્રદેશ ૩, તેજ પ્રદેશ સ્કન્ધથી ખરી પડે ત્યારે પરમાણુ કહીયે ૪, એ પુદ્ગલાસ્તિકાયના ચાર ભેદ તે પુદ્ગલનો પૂરણ ગલન સ્વભાવ છે, એવં અજીવના ચઉદ ભેદ થયા તે પુદ્ગલાસ્તિકાય દ્રવ્યથકી તો અનન્ત દ્રવ્ય છે, ક્ષેત્રથી ચઉદરાજલોકમાં છે, કાલથકી સાદિસાન્ત છે, ભાવથકી વર્ણ છે ગન્ધ છે રસ છે સ્પર્શ છે. અનન્ત પ્રદેશી છે, એ અજીવના મૂલ ભેદ પાંચ, અને છઠો જીવદ્રવ્ય તે ઓળખાવે છે—દ્રવ્યથકી જીવદ્રવ્ય અનન્તા છે, ક્ષેત્રથકી ચઉદરાજલોકમાં છે, કાલથકી અનાદિ અનન્ત છે, ભાવથકી વર્ણ નથી ગન્ધ નથી રસ નથી સ્પર્શ નથી રૂપ નથી એક જીવે અસંખ્યાતા પ્રદેશ, એ છ દ્રવ્ય ઉપરાંત સાતમો દ્રવ્ય તે વસ્તુ કોઈ નથી,

હવે બે કાલ કહ્યા, તે મધ્યે સંખ્યાકાલ વિશેષે બતાવે છે—અતિ સૂક્ષ્મમાં સૂક્ષ્મ કાલ તે સમય કહીયે. તે આંખ મીચીને ઉઘાડીયે એટલામાં તથા ચપટી વગાડીયે એટલામાં તથા કમલની પાંખડી સોયથી વીંધતા એક પાંખડીથી બીજી પાંખડીએ સોય જાય એટલામાં તથા જુની સાડી જુવાન પુરુષ ફાડે તે ફાડતાં એક તાંતણાથી બીજે તાંતણે જાય એટલામાં અસંખ્યાતા સમય થાય, તે અસંખ્યાતા સમયે એક આવલી થાય, તે એક

ક્રોડ સડસઠ લાખ સીત્યોતેર હજાર બસોને સોલ. ૧ ૬૭ ૭૭ ૨૧૬ એટલી આવલીયે એક મુહૂર્ત્ત એટલે બે ઘડી થાય. ત્રીશ મુહૂર્તે એક દિવસ થાય, પનર દીવસે એક પક્ષ થાય, બે પક્ષે એક માસ થાય. બાર માસે એક વરસ થાય, તે અસંખ્યાત વરસે એક પલ્યોપમ થાય, કૂવાનું દૃષ્ટાન્તે, તે અદ્ધાપલ્યોપમે દશ કોડાકોડીએ એક સાગરોપમ થાય, તે દશ કોડાકોડી સાગરોપમે એક ચડતા ૭ આરાનો ઉત્સર્પિણીકાલ થાય, પહેલો આરો એકવીસ હજાર વરસનો દુષમાદુષમ એવે નામે, બીજો પણ એકવીસ હજાર વરસનો દુષમ નામે, ત્રીજો બેંતાલીશ હજાર વરસે ઉણો એક કોડાકોડી સાગરોપમનો દુષમાસુષમા નામે ૩, ચોથો બે કોડાકોડ સાગરોપમનો સુષમા દુષમા નામે ૪, પાંચમો ત્રણ કોડાકોડી સાગરોપમનો સુષમા ૫, છઠો ચાર કોડાકોડી સાગરોપમનો સુષમાસુષમા ૬, વલી દશ કોડાકોડી સાગરોપમે એક અવસર્પિણી કાલ થાય. પડતા ૭ આરાનો પહિલો આરો ચાર કોડાકોડી સાગરોપમનો સુષમાસુષમા ૧, બીજો ત્રણ કોડાકોડી સાગરોપમનો સુષમા ૨, ત્રીજો બે કોડા કોડી સાગરોપમનો સુષમા દુષમા ૩, ચોથો બેતાલીશ હજાર વરસે ઉણો એક કોડાકોડી સાગરોપમનો દુષમા સુષમા ૪, પાંચમો એકવીસ હજાર વરસનો દુષમા ૫, છઠો એકવીસ હજાર વરસનો દુષમા દુષમા ૬, એ ઉત્સર્પિણી અવસર્પિણી બે મળીને વીસ કોડા કોડી સાગરોપમનો એક કાલચક્ર થાય, એહવા અનન્તા કાલચક્ર થાય, તેવારે એક પુદ્ગલ પરાવર્ત્ત થાય. એહવા અનન્તા પુદ્ગલ પરાવર્ત્ત ધર્મ વિના ઘણા જીવ ભમ્યા અને ભમશે, અને સમકિત પામ્યા પછી ઉત્કૃષ્ટો અર્ધ પુદ્ગલ પરાવર્ત્ત સંસાર ભમે, જઘન્યથી તે જ ભવે સિદ્ધિ વરે ॥ ઈતિ સંખ્યાકાલ વિચારઃ ॥

હવે ષટ્ દ્રવ્યની વાત વિશેષ કહે છે. ૭ દ્રવ્ય માહેથી જીવને ૧ પુદ્ગલ ૨ એ બે પરિણામી છે. બાકી ચાર અપરિણામી ૧, જીવ અને અજીવ વિચારતાં એક દ્રવ્ય જીવ ૧ બાકી પાંચ દ્રવ્ય અજીવ ૨, મૂર્તિપણું વિચાર તે એક પુદ્ગલ મૂર્ત બાકી પાંચ અમૂર્ત ૩, સપ્રદેશપણું વિચારતાં પાંચ સપ્રદેશી, એક કાલદ્રવ્ય અપ્રદેશી ૪, એકપણું વિચારતે ધર્માસ્તિ० ૧ અધર્માસ્તિ० ૨ આકાશાસ્તિકાય ૩ એ ત્રણ એક છે, બાકી ત્રણ અનેક ૫ ક્ષેત્રપણું વિચારતે એક આકાશ ક્ષેત્ર, બાકી પાંચ અક્ષેત્ર ૬. ક્રિયા વિચારતે જીવ ૧ પુદ્ગલ ૨ બે સક્રિય, બાકી ચારઅક્રિય ઇહાં ક્રિયા તે પરિસ્પન્દ ચલન રૂપ ૭. નિત્યપણું વિચારતે ધર્મ ૧ અધર્મ ૨ આકાશ

૩ જીવ ૪ એ ચાર અવસ્થિત માટે નિત્ય કહ્યા ૮, કારણપણું વિચારતે ધર્માસ્તિકાયાદિ પાંચ કારણ એક જીવ અકારણ ૯, કરતાપણું વિચારતે એક જીવ કર્ત્તા છે, બાકી પાંચ અકર્ત્તા ૧૦, સર્વગતપણું વિચારતે એક આકાશ સર્વગત લોકાલોકવ્યાપી માટે બાકી પાંચ અસર્વગત ૧૧ એ રીતે ૭ દ્રવ્ય માંહોમાંહી અવગાઢ છે, તો પણ એક બીજામાં ભળતા નથી,

## ॥ ઇતિ અજીવતત્ત્વ વિચારઃ ॥ ૨ ॥

---

## ॥ હવે પુણ્યવિચાર કહે છે. ॥

---

नव प्रकारे पुण्य बंधाय, "अन्नपुण्णे १ पाणपुण्णे २ वत्थपुण्णे ३ लेणपुण्णे ४ सयणपुण्णे ५ मनपुण्णे ६ वयणपुण्णे ७ कायपुण्णे ८ नमुक्कारपुण्णे ९"

એ નવપ્રકારે બંધાય, તે બેંતાલીશ પ્રકારે ભોગવે. શાતાવેદનીય ૧ ઉચ્ચગોત્ર ૨ મનુષ્યગતિ ૩ મનુષ્યની આનુપૂર્વી ૪ દેવતાની ગતિ ૫ દેવતાની આનુપૂર્વી ૬ પંચેન્દ્રિયની જાતિ ૭ પાંચ શરીર ઔદારિક ૮ વૈક્રિય ૯ આહારક ૧૦ તૈજસને ૧૧ કાર્મણ ૧૨ ત્રણ ઉપાંગ ઔદારિક અંગોપાંગ ૧૩ વૈક્રિય અંગોપાંગ ૧૪ આહારક અંગોપાંગ ૧૫ તૈજસ અને કાર્મણને અંગ નથી માટે ઉપાંગ નહી, તે અંગ ઉપાંગ ઓળખાવે છે—

બે હાથ ૨ બે જંઘા ૨ પુંઠ ૧ પેટ ૧ હૃદય ૧ મસ્તક ૮ એ આઠ અંગ, આંગુલી પ્રમુખને ઉપાંગ કહીયે, હાથની રેખા. વિક્ષ્વા પ્રમુખને અંગોપાંગ કહીયે, ૭ સંઘયણ—વજ્રઋષભનારાચસંઘયણ ૧ ઋષભનારાચસંઘયણ ૨ નારાચસંઘયણ ૩ અર્દ્ધ નારાચ સંઘયણ ૪ કીલિકાસંઘયણ ૫ છેવટ્ઠસંઘયણ ૬ એ ૭ સંઘયણમાંહિથી પ્રથમ વજ્ર ઋષભનારાચસંઘયણ ૧૬ ૭ સંસ્થાન—સમચતુરસ્ર ૧, ન્યગ્રોધપરિમંડલ ૨, સાદિ ૩, વામન ૪, કુબ્જ ૫, હુંડક ૬, એ ૭ સંસ્થાન માંહીથી સમચતુરસ્રસંસ્થાન હોય ૧૭. શુભવર્ણાદિક ૪ શુભવર્ણ ૧ શુભગન્ધ ૨ શુભરસ ૩ શુભસ્પર્શ ૪, એવં સત્તાવીસ ૨૧, અગુરુલઘુનામ કર્મ ૨૨, પરાઘાતનામકર્મ ૨૩, ઉશ્વાસનામકર્મ ૨૪ આતપનામકર્મ ૨૫ ઉદ્યોતનામકર્મ ૨૬ શુભવિહાયો-

ગતિનામકર્મ ૨૭ નિર્માણનામકર્મ ૨૮ ત્રસદશકો, ત્રસ નામકર્મ ૧ બાદરનામકર્મ ૨ પર્યાપ્તનામકર્મ ૩ પ્રત્યેકનામકર્મ ૪ સ્થિરનામકર્મ ૫ શુભનામકર્મ ૬ સૌભાગ્યનામકર્મ ૭ સુસ્વરનામ કર્મ ૮ આદેયનામકર્મ ૯ યશનામકર્મ ૧૦ એવં ૩૮ દેવતાનું આઉખું ૩૯ મનુષ્યનું આઉખું ૪૦ તિર્યંચનું આઉખું ૪૧ તીર્થંકર નામકર્મ ૪૨.

## ॥ ઇતિ પુણ્યતત્ત્વ વિચારઃ ॥ ૩ ॥



## ॥ હવે પાપતત્ત્વ વિચાર કહે છે. ॥



તિહાં અઢાર પ્રકારે પાપ બંધાય, પ્રાણાતિપાત ૧ મૃષાવાદ ૨ અદત્તાદાન ૩ મૈથુન ૪ પરિગ્રહ ૫ ક્રોધ ૬ માન ૭ માયા ૮ લોભ ૯ રાગ ૧૦ દ્વેષ ૧૧ કલહ ૧૨ અભ્યાખ્યાન ૧૩ પૈશૂન્ય ૧૪ રતિઅરતિ ૧૫ પરપરિવાદ ૧૬ માયામોસ ૧૭ મિથ્યાત્વશલ્ય ૧૮ એ અઢાર મધ્યે એક છાબડે સત્તર અને એક છાબડે એકલો મિથ્યાત્વ ધરીયે, તો પણ મિથ્યાત્વનો છાબડો તોલમાં નમે ભારે હોય, તે મિથ્યાત્વ ધર્મને અધર્મ જાણે ૧ અધર્મને ધર્મ જાણે ૨ માર્ગને ઉન્માર્ગ જાણે ૩ ઉન્માર્ગને માર્ગ જાણે ૪ સાધુને અસાધુ જાણે ૫ અસાધુને સાધુ જાણે ૬ જીવને અજીવ જાણે ૭ અજીવને જીવ જાણે ૮ મુક્તિને અમુક્તિ જાણે ૯ અમુક્તિને મુક્તિ જાણે ૧૦ ॥



એ દશ પ્રકારના મિથ્યાત્વ થકી પાપ નીપજે, તેહના **બાસી** ભેદ પાંચ તો જ્ઞાનાવરણીય–મતિજ્ઞાનાવરણીય. ૧ શ્રુતજ્ઞાનાવરણીય ૨ અવધિજ્ઞાનાવરણીય ૩ મનઃપર્યવજ્ઞાનાવરણીય ૪ કેવલ જ્ઞાનાવરણીય ૫, પાંચ અંતરાય–દાનાન્તરાય ૧ લાભાન્તરાય ૨ ભોગાન્તરાય ૩ ઉપભોગાન્તરાય ૪ વીર્યાન્તરાય ૫ । એવં દશ ૧૦ ॥ નવ બીજા દર્શનાવરણીય કર્મના ભેદ–ચક્ષુદર્શનાવરણીય ૧ અચક્ષુદર્શનાવરણીય ૨ અવધિ દર્શનાવરણીય ૩ કેવલદર્શનાવરણીય ૪, પાંચ નિદ્રા નિદ્રા ૧ નિદ્રાનિદ્રા ૨ પ્રચલા ૩ પ્રચલાપ્રચલા ૪ થીણદ્ધી ૫ એવં ઓગણીસ ૧૯ નીચૈર્ગોત્ર ૨૦ અસાતાવેદનીય ૨૧ મિથ્યાત્વમોહનીય ૨૨ થાવર દશકો। થાવરનામકર્મ ૧ સૂક્ષ્મ-

નામકર્મ ૨ અપર્યાપ્તિનામકર્મ ૩ સાધારણનામકર્મ ૪ અથિરનામકર્મ ૫ અશુભનામકર્મ ૬ દુર્ભગનામકર્મ ૭ દુસ્વરનામકર્મ ૮ અનાદેયનામકર્મ ૯ અયશોનામકર્મ ૧૦ એવં ૩૨ ।

નરક ત્રિક—નરકનીગતિ ૧ નરકની આનુપૂર્વી ૨ નરકનું આઉખું ૩ એવં ૩૫ । કષાય પચવીસ અનન્તાનુબંધી ક્રોધ ૧ અનન્તાનુબંધીમાન ૨ અનન્તાનુબંધી માયા ૩ અનન્તાનુબંધી લોભ ૪, ઇમ અપ્રત્યાખ્યાની ક્રોધ ૧ માન ૨ માયા ૩ લોભ ૪, પ્રત્યાખ્યાનીયો ક્રોધ ૧ માન ૨ માયા ૩ લોભ ૪, સંજ્વલન ક્રોધ ૧ માન ૨ માયા ૩ લોભ ૪, એવં ૧૬ કષાય સોલ ૧૬ । નવ નોકષાય—હાસ્ય ૧ રતિ ૨ અરતિ ૩ શોક ૪ ભય ૫ દુગંછા ૬ પુરૂષવેદ ૭ સ્ત્રીવેદ ૮ નપુંસકવેદ ૯, એવં સાઠ, તિર્યંચની ગતિ ૧ તિર્યંચની આનુપૂર્વી ૨, એવં બાસઠ ૬૨, એકેન્દ્રિય જાતિ ૧ બેઈન્દ્રિય જાતિ ૨ તેઇન્દ્રિયની જાતિ ૩ ચૌરિન્દ્રિયની જાતિ ૪ એવં છાસઠ ૬૬, અશુભવિહાયોગતિ ૬૭ ઉપઘાતનામકર્મ ૬૮ અશુભ વર્ણાદિક ચાર અશુભવર્ણ ૧ અશુભગંધ ૨ અશુભરસ ૩ અશુભફરસ ૪ એવં બહુતેર ૭૨ । પ્રથમ સંઘયણ વિના પાંચ સંઘયણ ૫ પાંચસંસ્થાન પ્રથમ સંસ્થાન વિના ૫ એવં બ્યાસી ૮૨,

## ॥ પાપતત્ત્વવિચારઃ સંપૂર્ણઃ ॥ ૪ ॥



## ॥હવે આશ્રવતત્ત્વ વિચાર કહે છે ॥



તિહાં પ્રથમ ઇન્દ્રિય ૫ સ્પર્શેન્દ્રિય ૧ રસનેન્દ્રિય ૨ ઘ્રાણેન્દ્રિય ૩ ચક્ષુઇન્દ્રિય ૪ શ્રોત્રેન્દ્રિ ૫. હવે ઇન્દ્રિયનો અર્થ કહે છે. ઇન્દ્રિયના બે ભેદ. દ્રવ્યેન્દ્રિય ૧ અને ભાવેન્દ્રિય ૨ પ્રથમ દ્રવ્યેન્દ્રિયના બે ભેદ. એક નિર્વૃત્તિ દ્રવ્યેન્દ્રિય તે આકાર, તેહનાં બે ભેદ. એક બાહ્ય આકાર તે કાનની પાપડી પ્રમુખ દ્દષ્ટિયે દેખાય. સર્વ જીવને જુદા જુદા પ્રકારની ૧, અને અભ્યન્તર નિર્વૃત્તિ ઇન્દ્રિય તો માંહિલે પાસે આકાર તે નજરે દેખાવ નહી. શ્રોત્રેન્દ્રિય કદંબવૃક્ષના ફુલને આકારે ૧, ચક્ષુઇન્દ્રિય મસૂરની દાળને આકારે ૨, ઘ્રાણેન્દ્રિય અતિમુક્તક વૃક્ષના ફુલને આકારે ૩, રસેન્દ્રિય તે છુરપલાને આકારે ૪, સ્પર્શેન્દ્રિય ઘણે પ્રકારે ૫, અને બીજો

ઉપકરણ દ્રવ્યન્દ્રિય તે અભ્યન્તર નિર્વૃત્તિ ઇન્દ્રિયને જિમ ખડ્ગની ધારાને છેદન શક્તિની પરેં સાંભળવા દેખવાની શક્તિ. આપ આપણા વિષય ગ્રહવાની શક્તિ ૨. સ્વચ્છ પુદ્ગલ રૂપ, તથા ભાવ ઇન્દ્રિયના બે ભેદ. લબ્ધિભાવઇન્દ્રિય ૧, ઉપયોગ ભાવઇન્દ્રિય ૨, તિહાં લબ્ધિ ભાવઇન્દ્રિય તે જ્ઞાનાવરણાદિ કર્મના ક્ષયોપશમથકી જીવને શબ્દાદિક ગ્રહવાની શક્તિ ૧, ઉપયોગ ભાવઇન્દ્રિય તે જીવે લાધી ( મેળવી ) જે ઇન્દ્રિય તેહને અનુસારે જીવને શબ્દાદિક ગ્રહવાને વિષે વ્યાપાર ૨, ચ્યાર ઇન્દ્રિય અંગુલના અસંખ્યાતમા ભાગ માત્ર હોય, અને સ્પર્શેન્દ્રિય તે શરીર પ્રમાણ, શ્રોત્રેન્દ્રિય બાર યોજનથી મેઘાદિક શબ્દ ગ્રહે ૧, ચક્ષુઇન્દ્રિય લાખ યોજન ઝાઝેરાથી રૂપ દેખે ૨, બાકી ત્રણ ઇન્દ્રિય નવયોજનથી ગન્ધ ૧ રસ ૨ ફરસ ગ્રહે ૩, કરિયાતા પ્રમુખનો ગંધ રસ એટલાથી ગ્રહેવાય, જલવાયુ સ્પર્શ પણ એટલાથી ગ્રહવાય. જઘન્યથી આંખ અંગુલના સંખ્યાતમા ભાગથી ગ્રહે, બાકી ચાર ઇન્દ્રિય અંગુલને અસંખ્યાતમે ભાગે રહ્યાને ગ્રહે, એ પાંચે ઇન્દ્રિયનું સ્વરૂપ કહ્યું, ચાર કષાય. ક્રોધ માન માયા ને લોભ. એ નવ ૯, પાંચ અવ્રત. પ્રાણાતિપાત ૧ મૃષાવાદ ૨ અદત્તાદાન ૩ મૈથુન ૪ અને પરિગ્રહ ૫, એવં ૧૪, ત્રણ યોગ,–મનોયોગ ૧ વચનયોગ ૨ કાયયોગ ૩ એવં ૧૭, પચ્ચવીસ ક્રિયા—કાયિકી ક્રિયા ૧ અધિકરણિકી ક્રિયા ૨ પ્રાદ્વેષિકી ક્રિયા ૩ પારિતાપનિકી ક્રિયા ૪ પ્રાણાતિપાતિકી ક્રિયા ૫ આરંભિકી ક્રિયા ૬ પારિગ્રહિકી ક્રિયા ૭ માયાપ્રત્યયિકી ક્રિયા ૮ મિથ્યાત્વદર્શનપ્રત્યયિકી ક્રિયા ૯ અપ્રત્યાખ્યાનિકી ક્રિયા ૧૦ દષ્ટિકી ક્રિયા ૧૧ સ્પૃષ્ટિકી ક્રિયા ૧૨ પાડુચ્ચકી ક્રિયા ૧૩ સામંતોપનિપાતનકી ક્રિયા ૧૪ નૈશસ્ત્રિકી ક્રિયા ૧૫ સ્વહસ્તકી ક્રિયા ૧૬ આજ્ઞવણકી ક્રિયા ૧૭ વિદારણિકી ક્રિયા ૧૮ અનાભોગિકી ક્રિયા ૧૯ અનવકાંક્ષપ્રત્યયિકી ક્રિયા ૨૦ અન્યપ્રયોગિકી ક્રિયા ૨૧ સમુદાનિકી ક્રિયા ૨૨ પ્રેમિકી ક્રિયા ૨૩ દ્વેષિકી ક્રિયા ૨૪ ઇર્યાપથિકી ક્રિયા ૨૫ ॥ એવં બેંતાલીશ ભેદે આશ્રવતત્ત્વ કહ્યું.

॥ આશ્રવતત્ત્વ વિચારઃ સંપૂર્ણઃ ॥ ૫ ॥

## ॥ અથ શ્રીસંવરતત્ત્વ વિચારઃ ॥

હવે સંવરતત્ત્વના સત્તાવન ભેદ કહે છે—પાંચ તો સમિતિ—ઇર્યાસમિતિ ૧ ભાષાસમિતિ ૨ એષણાસમિતિ ૩ આદાનભંડમત્તનિક્ષેપણાસમિતિ ૪ ઉચ્ચાર પાસવણ ખેલસિંઘાણજલ્લમલપારિઠાવણીયાસમિતિ ૫, ત્રણ ગુપ્તિ—મનગુપ્તિ ૧ વચનગુપ્તિ ૨ કાયગુપ્તિ ૩ એવં આઠ ૮,

બાવીસ પરીસહ—ક્ષુધાપરીસહ ૧ તૃષાપરીસહ ૨ શીતપરીસહ ૩ ઉષ્ણપરીસહ ૪ દંસમશકપરીસહ ૫ અચેલપરીસહ ૬ અરતિપરિસહ ૭ સ્ત્રીપરીસહ ૮ ચર્યાપરીસહ ૯ નિષદ્યાપરીસહ ૧૦ શય્યાપરીસહ ૧૧ આક્રોશપરીસહ ૧૨ વધપરીસહ ૧૩ યાચનાપરીસહ ૧૪ અલાભપરીસહ ૧૫ રોગપરીસહ ૧૬ તૃણસ્પર્શપરીસહ ૧૭ મલપરીસહ ૧૮ સત્કારપરીસહ ૧૯ પ્રજ્ઞાપરીસહ ૨૦ અજ્ઞાનપરીસહ ૨૧ સમ્યક્ત્વપરીસહ ૨૨ એવં ૩૦ ॥

દશ પ્રકારે યતિધર્મ—ક્ષમાધર્મ ૧ માર્દવધર્મ ૨ આર્જવધર્મ ૩ મુક્તિધર્મ ૪ તપોધર્મ ૫ સંયમધર્મ ૬ સત્યધર્મ ૭ શૌચધર્મ ૮ અકિંચનધર્મ ૯ બ્રહ્મચર્યધર્મ ૧૦ એવં ૪૦।

બાર ભાવના—અનિત્યભાવના ૧ અશરણભાવના ૨ સંસારભાવના ૩ એકત્વભાવના ૪ અન્યત્વભાવના ૫ અશુચિભાવના ૬ આશ્રવભાવના ૭ સંવરભાવના ૮ નિર્જરાભાવના ૯ લોકસ્વરૂપભાવના ૧૦ બોધિદુર્લભભાવના ૧૧ ધર્મભાવના ૧૨ એવં બાવન ૫૨।

પાંચ ચારિત્ર—સામાયિકચારિત્ર ૧ છેદોપસ્થાપનીયચારિત્ર ૨ પરિહારવિશુદ્ધિચારિત્ર ૩ સૂક્ષ્મસંપરાયચારિત્ર ૪ યથાખ્યાતચારિત્ર ૫ એવં સત્તાવન ૫૭।

## ॥ ઇતિ સંવરતત્ત્વવિચારઃ સમાપ્ત ॥ ૬ ॥



## ॥ અથ નિર્જરાતત્ત્વ વિચાર. ॥

નિર્જરાતત્ત્વવિચાર કહે છે—જિમ સૂર્યના કિરણોએ કરીને તલાવનો પાણી શોષાય તિમ બાર પ્રકારને તપે કરીને પૂર્વે કર્યાં જે કર્મ તેનો ક્ષય થાય. તેહને નિર્જરાતત્ત્વ કહીયે,

તિહાં છ બાહ્યતપ પ્રથમ કહે છે--અણસણતપ તે ખાવું નહી નવકારશીથી માંડીને છમાસી લગણ ૧. બીજો ઊણોદરી તપ તે કાંઈક ઊણો રહેવું, ૨. ત્રીજો વૃત્તિસંક્ષેપ તપ તે નિયમ ધારવા ૩, ચોથો રસત્યાગ તપ તે વિગયત્યાગ ૪, પાચમો કાયકલેશ તપ તે આતાપના લેવી લોચ કરાવવો આસન ધરવા ઇત્યાદિક ૫ છઠો સંલીણતા તપ તે અંગોપાંગ સંકોચીને બેસવું ૬, એ છ બાહ્ય તપને અભ્યન્તર કાર્મણ શરીરને તપાવ્યાની ભજના. બાહ્ય ઔદારિક શરીરને તપાવેજ. બાહ્ય લોકને દીઠામાં આવેજ. તે માટે છ તપને બાહ્યતપ કહીયે, હવે છ અભ્યન્તર તપ કહે છે. પ્રથમ પ્રાયશ્ચિત્ત તપ તે આલોયણ દશ પ્રકારે ૧, બીજો વિનય તપ તે સાત પ્રકારે ૨. ત્રીજો વેયાવચ્ચ તપ તે દશ પ્રકારે ૩, ચોથો સજ્ઝાય તપ તે પાચ પ્રકારે વાચના તે ભણવુ સાંભળવું ૧ બીજો પૃછના પૂછવુ ૨ ત્રીજો પરિયટ્ટણા તે પાછલું ગણવું ૩ ચોથો અનુપ્રેક્ષા તે ચિંતવવું ૪ પાંચમો ધર્મકથા તે ધર્મકથા કહેવી ૫। ૪. પાંચમો ધ્યાન તપ તે એકાગ્રચિત્તે ધર્મધ્યાન ૧ શુક્લધ્યાન ૨ ધ્યાયવા ૫। છઠો ઉત્સર્ગ તપ તે શરીર ઉપધિની મમતા મુકીને કાઉસગ પણે રહેવો. ૬। એ છ તપ-બાહ્ય ઔદારિકાદિક શરીરને તપાવે. અને ન પણ તપાવે. અને અભ્યન્તર કાર્મણ શરીરને તો તપાવેજ, તે માટે અભ્યન્તર તપ કહીયે,

## ॥ નિર્જરાતત્ત્વં સમાપ્તમ્. ॥

## ॥ હવે બન્ધતત્ત્વ વિચાર કહે છે. ॥

જીવને અને કર્મને અન્યોન્યપણે એટલે માંહોમાંહે ખીર નીરની પરે બંધાવવું એકઠુ થાવું તે બંધ કહીયે, તે બંધના મૂલ હેતુ ચાર અને ઉત્તર હેતુ સત્તાવન, તિહાં પ્રથમ ૪ મૂલ હેતુ કહે છે. મિથ્યાત્વ ૧ અવિરતિ ૨ કષાય ૩ યોગ ૪ તિહાં પ્રથમ મિથ્યાત્વ પાંચ, પ્રથમ આભિગ્રહિક મિથ્યાત્વ ખોટું સાચું જાણે નહી ગ્રહ્યું તે ગર્દભપુચ્છની પરે મુકે નહી. ૧ બીજો અનભિગ્રહીત મિથ્યાત્વ તે કોઈ ધર્મ નિશ્ચયથી ગ્રહે નહી, સર્વ દેવને સર્વ ગુરૂ માને. ૨ ત્રીજો આભિનિવેશિક મિથ્યાત્વ

તે ખોટા જાણે પણ મુકે નહી ૩, ચોથો સાંશયિક મિથ્યાત્વ તે સંદેહ મટેજ નહી ૪, પાચમો અનાભોગ મિથ્યાત્વ તે અજાણપણો ૫, એ અજાણપણો પાંચમાં અધિક છે, જે માટે અજાણપણામાં સમકિત નથી, તે જાણ અજાણના ભાંગા આઠ કહે છે—

ન જાણે ન આદરે ન પાલે ૧, ન જાણે ન આદરે પાલે ૨, ન જાણે આદરે ન પાલે ૩, ન જાણે આદરે પાલે ૪, જાણે ન આદરે ન પાલે ૫, જાણે ન આદરે પાલે ૬, જાણે આદરે ન પાલે ૭, જાણે આદરે પાલે ૮, એણે પ્રકારે જાણ અજાણના આઠ ભાગા કહ્યા, તે માહિ જે પ્રથમ પહિલા અજાણના ચાર ભાંગામાં ન જાણે આદરે ને પાળે, એ ચોથો ભાગો સરસ છે, પણ અજાણપણા માટે સમકિત નહી. । અને જાણના ચાર ભાગા મધ્યે પહિલો ભાગો જાણે, ન આદરે ને ન પાલે, એ નીરસ છે પણ જાણપણા માટે સમકિતી કહીયે, એ પાંચ મિથ્યાત્વ અને બાર અવ્રત પાંચ ઇંદ્રિય છઠો મન અને ૭ કાય, એવં સત્તર ૧૭, પચવીસકષાય—સોલકષાય અને નવ નોકષાય એવં ૪૨, પન્નર યોગ ચાર મનના સત્યમનો યોગ ૧ અસત્યમનોયોગ ૨ સત્ય મૃષામનોયોગ ૩ અસત્યામૃષામનોયોગ ૪ એવં ચાર વચનના સત્યવચનયોગ ૧ અસત્ય વચન યોગ ૨ સત્યમૃષા વચનયોગ ૩ અસત્યા મૃષાવચનયોગ ૪ અને સાતકાયાના ઔદારિક ૧ ઔદારિકમિશ્ર ૨ વૈક્રિય ૩ વૈક્રિયમિશ્ર ૪ આહારક ૫ આહારકમિશ્ર ૬ તૈજસ કાર્મણકાયયોગ ૭ એવં પંદર યોગ સર્વ મળીને સત્તાવન હેતુ થાય, તેણે કરી જીવ કર્મ બાંધે છે, તે બંધના ચાર પ્રકાર, પ્રકૃતિબન્ધ ૧ સ્થિતિબન્ધ ૨ અનુભાગ તે રસબંધ ૩ પ્રદેશબંધ ૪, તિહાં પ્રકૃતિના મૂલભેદ આઠ, ને ઉત્તરભેદ એકસો અઠાવન. તિહાં મૂલ પ્રકૃતિના ભેદ આઠ કહે છે, જ્ઞાનાવરણીય કર્મ ૧ દર્શનાવરણીય કર્મ ૨ વેદનીય કર્મ ૩ મોહનીયકર્મ ૪ આયુઃકર્મ ૫ નામકર્મ ૬ ગોત્રકર્મ ૭ અંતરાયકર્મ ૮, હવે ઉત્તર પ્રકૃતિ કહે છે.

જ્ઞાનાવરણીયની પ્રકૃતિ ૫ મતિ જ્ઞાનાવરણીય આદિ દેઈને ૫. દર્શનાવરણીયની નવ પ્રકૃતિ ચાર દર્શનાવરણીય ચક્ષુ દર્શનાવરણીય આદિ દેઈને, તથા પાંચ નિદ્રા, એવં ૧૪. વેદનીયકર્મની બે સાતાવેદનીય અને અસાતાવેદનીય ૨, એવં ૧૬, મોહનીયકર્મની અઠાવીસ ૨૮, સોળ કષાય અને નવ નોકષાય, અને સમ્યક્ત્વ મોહનીય ૧ મિશ્રમોહનીય ૨ મિથ્યાત્વમોહનીય ૩, એવં ચુમાળીશ ૪૪। ચાર આયુઃકર્મની દેવાયુ

આદિ દેઇને, એવં ૪૮। નામકર્મની એકસોત્રણ, તિહાં ચઉદ પિંડ- પ્રકૃતિ–ગતિ ૧ જાતિ ૨ શરીર ૩ ઉપાંગ ૪ બંધન ૫ સંઘાતન ૬ સંઘયણ ૭ સંસ્થાન ૮ વર્ણ ૯ ગંધ ૧૦ રસ ૧૧ સ્પર્શ ૧૨ આનુપૂર્વી ૧૩ વિહાયોગતિ ૧૪ એ ચઉદ પિંડપ્રકૃતિની ઉત્તર પ્રકૃતિ પંચોત્તેર થાય, ગતિ ચાર દેવગતિ આદિ દેઇને ૪, જાતિ પંચ એકેન્દ્રિયાદિક, એવં નવ ૯, શરીર પાંચ ઔદારિકાદિક, એવં ચઉદ ૧૪, ઉપાંગ ત્રણ, ઔદારિકાદિક, એવં ૧૭, બંધન પન્નર ઔદારિક ઔદારિક બંધન ૧ ઔદારિક તૈજસ બંધન ૨ ઔદારિક કાર્મણ બંધન ૩ ઔદારિક તૈજસ કાર્મણ બંધન ૪ વૈક્રિય વૈક્રિય બંધન ૫ વૈક્રિય તૈજસ બંધન ૬ વૈક્રિય કાર્મણ બંધન ૭ વૈક્રિય તૈજસ કાર્મણ બંધન ૮ આહારક આહારક બંધન ૯ આહારક તૈજસ બંધન ૧૦ આહારક કાર્મણ બંધન ૧૧ આહારક તૈજસ કાર્મણ બંધન ૧૨ તૈજસ તૈજસ બંધન ૧૩ તૈજસ કાર્મણ બંધન ૧૪ કાર્મણ કાર્મણ બંધન ૧૫, એવં ૩૨। સંઘાતન પાંચ—શરીરને નામે, એવં સાડત્રીસ ૩૭, છ સંઘયણ ને છ સંસ્થાન, એવં ઓગણપચાસ ૪૯, વર્ણ પાંચ–કાલો ૧ નીલો ૨ રાતો ૩ પીલો ૪ ધોળો ૫, ગંધ ૨ સુરભિગન્ધ ૧ દુરભિગન્ધ ૨, રસ પાંચ–તીખો ૧ કડવો ૨ કસાયલો ૩ ખાટો ૪ મીઠો ૫। સ્પર્શ ૮–હળવો ૧ ભારે ૨ સુંવાલો ૩ ખરખરો ૪ ટાઢો ૫ ઉનો ૬ લૂખો ૭ ચોપડયો ૮, એ વર્ણાદિક વીશ। એ સર્વ મળીને અગણોતેર, ૬૯, આનુપૂર્વી ૪ દેવાનુપૂર્વી આદિ દેઇને, એવં ત્યોતેર ૭૩, વિહાયોગતિ ૨ શુભ, અશુભ, એવં પંચ્યોતેર। તથા આઠ પ્રત્યેક પ્રકૃતિ–અગુરુલઘુ ૧ પરાઘાત ૨ ઉચ્છ્વાસ ૩ આતપ ૪ ઉદ્યોત ૫ નિર્માણ ૬ જિનનામકર્મ ૭ ઉપઘાતનામકર્મ ૮ એવં ત્યાશી। ત્રસ- દશકો અને સ્થાવર દશકો. એવં એકસોને ત્રણ નામકર્મની અને અડતાળીશ પૂર્વે પાંચ કર્મની થઇ છે, એટલે સર્વ મળીને એકસો એકાવન, તથા ગોત્રકર્મની બે, ઉચ્ચ ૧ નીચગોત્ર ૨. પાંચ અંતરાયની। એવં આઠ મૂલ પ્રકૃતિની ઉત્તર પ્રકૃતિ એકસોને અઠાવન થઇ. તેહના ચાર પ્રકાર. બંધ ૧ ઉદય ૨ ઉદીરણા ૩ અને સત્તા ૪, તિહાં બંધે એકસોને વીશ હોય તે બતાવે છે. જ્ઞાનાવરણીયની પાંચ ૫ દર્શનાવરણીય નવ ૯, વેદનીય બે ૨, મોહનીય છવીસ ૨૬, જે માટે સમકિતમોહનીયને ૧ મિશ્રમોહનીય ૨ એ બે બંધાઇને થાતી નથી તે તો ઉપશમ સમકિત પામ્યા પછી જીવ નીપજાવે છે.

તે ઉપશમ સમકિતની વાત કહે છે. જીવ સમકિત પામ્યા પહેલાં પ્રથમ ત્રણ કરણ કરે. યથાપ્રવૃત્તિકરણ ૧ અપૂર્વકરણ ૨ અનિવૃત્તિકરણ ૩ તિહાં આયુ વિના સાત કર્મ છે તે માંહિથી જ્ઞાનાવરણીય ૧ દર્શનાવરણીય ૨ વેદનીય ૩ અન્તરાય ૪ એ ચાર કર્મની ત્રીશ કોડાકોડી સાગરોપમની સ્થિતિ છે, તે માંહેથી ઓગણત્રીશ કોડાકોડી સાગરોપમ ખપાવીને બાકી એક કોડાકોડી સાગરોપમ પલ્યોપમને અસંખ્યાતમે ભાગે ઊણી રાખે, તથા મોહનીયકર્મની સિત્તેર કોડાકોડી સાગરોપમની સ્થિતિ છે તે માંહેથી અગણોતેર કોડાકોડી સાગરોપમ ખપાવીને બાકી એક કોડાકોડી સાગરોપમની પલ્યોપમને અસંખ્યાતમે ભાગે ઉણી રાખે, તથા નામ કર્મને ગોત્ર કર્મની વીસ કોડાકોડી સાગરોપમની સ્થિતિ છે, તે માંહેથી ઓગણીસ કોડાકોડી સાગરોપમની સ્થિતિ ખપાવીને બાકી એક કોડાકોડી સાગરોપમની સ્થિતિ રાખે. તે યથા પ્રવૃત્તિ કરણ, ઈહાં લગણ તો અભવિ પણ અનંતીવાર આવે. પણ એ ઠેકાણે અતિનિબિડ તીવ્ર આકરી અતિદુર્ભેદ રાગદ્વેષની ગાંઠ છે, તે અભવિ ભેદી શકે નહી, એ યથાપ્રવૃત્તિકરણ. અને ભવિજીવ તો સમ પરિણામ રૂપ અપૂર્વકરણ મોગરે કરીને રાગદ્વેષની ગાંઠ ભાંગે, એ થકો પણ સ્થિતિ ઓછી કરે તે અપૂર્વકરણ કહીએ, તે પણ એક અંતર્મુહૂર્ત્તનો, તેવાર પછી ત્રીજો અનિવૃત્તિકરણ તે એક અંતર્મુહૂર્ત્તનો, તેહને પ્રથમજ સમયે મિથ્યાત્વ મોહનીયની એક કોડાકોડી સાગરોપમની પલ્યોપમને અસંખ્યાતમે ભાગે ઉણી સ્થિતિ છે, તેહની બે સ્થિતિ કરે. એક તો અન્તર્મુહૂર્ત્તની હેઠલી તે પ્રથમ સ્થિતિ ૧ અને બીજી ઉપરલી અંતઃ કોડાકોડીની ૨ એ બે સ્થિતિને વિચાલે એક અન્તર્મુહૂર્ત્તની મિથ્યાત્વની સ્થિતિ છે. તે દળીયા રહિત છે, તેહને અંતકરણ કહીયે, તે અંતરકરણથી હેઠલી સ્થિતિના દળીયા જીવ સમયે સમયે ભોગવવા માંડે, તે ભોગવતા એક અંતર્મુહૂર્ત્ત થાય. તે વારે ભોગવી રહે, તે વારે જીવ અંતરકરણમાં આવે, તિહાં મિથ્યાત્વના દળીયા નથી, માટે જીવને ઉપશમ સમકિત પામ્યો કહીયે, તે એક અન્તર્મુહૂર્ત્તનો ૧, તે ઉપશમ સમકિત ભોગવતાં, ઉપરલી બીજી મિથ્યાત્વની સ્થિતિ અંતઃ કોડાકોડી પલ્યોપમને અસંખ્યાતમે ભાગે ઓછી, તે માંહેલી પણ એક અન્તર્મુહૂર્ત્તની ઓછી છે. તે સર્વે મિથ્યાત્વના દળિયા છે, તેહના ત્રણ પુંજ કરે, એક તો શુદ્ધપુંજ તે મિથ્યાત્વના

દલિયા શોધીને શોધ્યા કોદરા મીણા રહિત તે સરખો કરે ૧ બીજો અર્ધ શોધ્યા કોદરા સરખો અર્ધશુદ્ધ ૨, ત્રીજો અણશોધ્યા કોદરા સરખો અશુદ્ધ ૩, એ રીતે ત્રણ પુંજ ઉપશમમાં વર્ત્તતો જીવ કરે, તે ઉપશમ સમકિત કોઇક જીવને એક સમય બાકી રહે, તથા કોઇક જીવને ૭ આવલી બાકી રહે, તે વારે અનંતાનુબંધીયાનો ઉદય થાય, તે વારે સાસ્વાદન સમકિત કહિયે, એક સમય તથા ૭ આવલી ૨, કોઇક જીવને શુદ્ધપુંજનો ઉદય થાય, તે વારે સમકિત મોહનીયના દલિયા વિપાક વેદન રોકીને પ્રદેશ વેદન તે લુખા રસરહિત દળીયા ભોગવે, તેહને ક્ષયોપશમ સમકિત થાય, તે કહીયે ચોથું ગુણઠાણુ ૩, તે સંખ્યાતા તથા અસંખ્યાતા કાળ ૩, કોઇક જીવને અર્ધપુંજનો ઉદય થાય તે મિશ્ર સમકિત ત્રીજું ગુણઠાણું અન્તર્મુહૂર્ત્ત ૪, કોઇક જીવને અશુદ્ધપુંજનો ઉદય થાય તે મિથ્યાત્વ સમકિત—મિથ્યાત્વ ગુણઠાણુ, ઉત્કૃષ્ટો અર્દ્ધ પુદ્ગલ પરાવર્ત્ત ૫, કોઇ જીવ ત્રણે પુંજનો ક્ષય કરે. તે ક્ષાયિકસમકિત, આવ્યો જાય નહી ૬, એ રીતે જીવ પ્રથમ ઉપશમ સમકિત પામે. ત્યાર પછી ઘણા જીવ આશ્રી બાકી પાંચ સમકિત હોય અને સમકિત મોહનીય મિશ્રમોહનીય પણ જીવને ત્રણ પુંજ કીધા પછી હોય, પણ બંધાઇ તે થાતી નથી માટે બંધમાં મોહનીયકર્મની છવીસ પ્રકૃતિ ગણીયે, તથા જ્ઞાનાવરણીય દર્શનાવરણીય વેદનીય એ ત્રણ કર્મની સોલ પૂર્વે ગણી છે. એવં બેંતાળીશ ૪૨ । તથા આયુકર્મની ચાર—દેવાયુ આદિ દેઇને, એવં છેંતાળીશ ૪૬, તથા નામકર્મની એકસોને ત્રણ ૧૦૩, તે મધ્યેથી છત્રીશ ઘટાડીને બાકી સડસઠ ૬૭, તેહની વિગત શરીર પાંચ ૫, બંધન પનર ૧૫—સંઘાતન પાંચ એ પચવીસ તે પાંચ શરીર બંધાતા ભેળાજ બંધાય. માટે શરીર પાંચજ ગણીયે, બાકી વીસ ન ગણીયે, તથા વર્ણ ૫, ગંધ ૨, રસ ૫, સ્પર્શ ૮, એવં વીશ ટલ્યા, તેહમાં એકવર્ણ હોય, તિહાં પાંચે વર્ણ હોય, એક ગંધ હોય તિહાં બે ગંધ હોય, એક રસ હોય ત્યાં પાંચ રસ હોય એક સ્પર્શ હોય ત્યાં આઠસ્પર્શ હોય, માટે વર્ણ ૧ ગંધ ૨ રસ ૩ સ્પર્શ ૪ એ ચાર મૂલ ભેદ જાણીયે, સોલ ન ગણીયે, એટલે સર્વ મળીને છત્રીશ ઘટી, બાકી નામકર્મની સડસઠ ૬૭ પ્રકૃતિ—તે મધ્યે પૂર્વલી પાંચકર્મની છેંતાળીશ ભેળીયે, તેવારે એકસોને તેર ૧૧૩, તથા ગોત્રકર્મની બે, ઉચ્ચને ૧ નીચ ગોત્ર ૨ એવં એકસો પનર ૧૧૫, તથા અંતરાયકર્મની પાંચ દાનાન્તરાયાદિક

એવં એકસો વીસ પ્રકૃતિ ઘણા જીવ આશ્રીને બંધે હોય ૧। તથા ઉદય અને ઉદીરણાએ એકસો બાવીશ. તે મધ્યે સમકિત મોહનીય મિશ્રમોહનીય એ બે ભેળીને એકસો વીસ પૂર્વેલી. તથા સત્તાએ ઉત્તર પ્રકૃતિ જે એકસો અઠાવન ગણી છે તે મધ્યે બંધ પન્નર ગણ્યા છે તે પાંચજ ગણીએ તેવારે એકસો અડતાળીશની સત્તા.

તથા એકસો વીસ પ્રકૃતિનો બંધ, બીજે પ્રકારે પણ તેહુની વિગત. પુણ્યની બેંતાળીશ પ્રકૃતિ ૪૨ પાપની બ્યાસી પ્રકૃતિ, એવં બે મળીને એકસો ચોવીસ થાય, તિહાં વર્ણ ૧ ગંધ ૨ રસ ૩ સ્પર્શ ૪ એ ચાર બે ઠેકાણે ગણ્યા છે, તે એક ઠેકાણે ગણીયે, જે માટે શુભવર્ણાદિક બંધાય, તેવારે અશુભ ન બંધાય, અશુભ બંધાય તેવારે શુભ ન બંધાય, માટે એકવાર ગણીયે એટલે એકસો વીસ। તથા ત્રીજે પ્રકારે પણ એકસો વીસ તેહની વિગત-પુણ્યમાં ચાર કર્મ છે. વેદનીય ૧ ગોત્ર ૨ આયુ ૩ નામકર્મ ૪, તિહાં વેદનીની એક સાતાવેદનીય ૧ ગોત્રની એક ઉચ્ચગોત્ર ૨ આયુકર્મની ૩ દેવાયુ ૧ મનુષ્યાયુ ૨ તિર્યંચાયુ ૩ એવં પાંચ, અને નામકર્મની સાડત્રીશ ૩૭ ગતિ બે દેવ અને મનુષ્યની, જાતિ એક પંચેંદ્રિયની ૩, શરીર પાંચ, ઉપાંગ ૩, એવં ૧૧, પ્રથમ સંઘયણ ૧૨ પ્રથમ સંસ્થાન ૧૩ શુભવર્ણાદિક ચાર એવં સત્તર ૧૭, આનુપૂર્વી બે દેવમનુષ્યની, વિહાયોગતિ એક શુભ, એવં વીસ ૨૦, આઠ પ્રત્યેક પ્રકૃતિ ૭ ઉપઘાત નામકર્મવિના એવં સત્તાવીશ ૨૭ અને ત્રસદશકો, ૧૦॥ એવં ૪૨ બેતાળીશ, તથા પાપમાં આઠ કર્મ છે. તિહાં જ્ઞાનાવરણીયની પાંચ ૫ મતિજ્ઞાનાવરણીય આદિ દેઈને ૧, દર્શનાવરણીયની નવ ૯, ચાર દર્શનાવરણીયને પાંચ નિદ્રા એવં સહિત ૧૪, વેદનીયની ૧ અશાતાવેદનીય એવં પન્નર ૧૫, મોહનીયની છવીસ। પચવીસ કષાયને ૨૫ એક મિથ્યાત્વ મોહનીય ૨૬, એવં એકતાળીશ ૪૧, આયુકર્મનો એક. નરકનું આઉખું એવં બેંતાળીશ ૪૨, નામકર્મની ચોત્રીશ, ગતિ બે નરકની ૧ તિર્યંચની ૨ જાતિપંચેન્દ્રિય વિના ચાર એકેન્દ્રિયાદિક પ્રથમ સંઘયણ વિનાને પ્રથમ સંસ્થાન વિના પાંચ સંઘયણ પાંચ સંસ્થાન. એવં સોલ ૧૬, અશુભવર્ણાદિ ચાર. એવં વીસ. આનુપૂર્વી ૨, નરકની ૧ તિર્યંચની ૨ વિહાયોગતિ એક અશુભ, એવં તેવીસ ૨૩, એક પ્રત્યેક પ્રકૃતિ. ઉપઘાતનામકર્મ. એવં ચોવીસ ૨૪, અને સ્થાવરદશકો. એવં ચોત્રીસ ૩૪, અને બેંતાળીશ

પૂર્વલી પાંચકર્મની એવં છહુતેર ૭૬- એક ગોત્રની નીચ ગોત્ર ૧, પાંચ અંતરાયની એવં બ્યાસી. એ પુણ્યપાપની બે ભેલી કરીયે, તેવારે સરવાલે એકસો ચોવીસ થાય. તે મધ્યે વર્ણાદિક ચાર એક ઠેકાણે ગણીયે. તેવારે એકસો વીસ થાય. અને ઉદય ઉદીરણા સત્તાએ જેટલી પ્રકૃતિ છે તે પૂર્વે કહી છે.

તિહાં પ્રકૃતિ તે કર્મના સ્વભાવને કહીયે. મોદકને દૃષ્ટાન્તે જિમ કોઇક મોદકનો પિત્ત હર્યાનો સ્વભાવ છે, કોઇક મોદકનો કફ હર્યાનો સ્વભાવ છે, કોઇક મોદકનો વાયુ હર્યાનો સ્વભાવ છે, તેમ જીવના અનંત ગુણ છે તે કોઇ કર્મનો જીવના કોઇ ગુણ રોકયાનો સ્વભાવ છે, કોઇ કર્મનો જીવનો કોઇ ગુણ રોક્યાનો સ્વભાવ છે, પણ જીવના આઠ ગુણ મોટકા છે. તે એકેક કર્મે એકેકો ગુણ રોકયો છે તિહાં પ્રથમ જીવનો અનંત જ્ઞાનગુણ પ્રથમ જ્ઞાનાવરણીય કર્મે રોકયો છે. તે જ્ઞાનાવરણીય કર્મ આંખના પાટા સમાન છે. જિમ આંખનો દીઠાનો સ્વભાવ છે, પણ આંખે પાટો બાંધે કાંઈ ન દેખે. તેમ જીવને વિશેષ ઉપયોગે અનન્ત વસ્તુ જાણ્યાનો સ્વભાવ છે, પણ જ્ઞાનાવરણીય કર્મના ઉદયથી જાણે નહી ૧. બીજો જીવનો અનંત દર્શન ગુણ. તે દર્શનાવરણીય કર્મે રોકયો છે. તે દર્શનાવરણીય કર્મ રાજાના પોળીયા સમાન છે. જિમ લોક રાજાના દર્શન કરવા ઇચ્છે પણ પોળીયો દર્શન કરવા ન દે, તેમ સામાન્ય ઉપયોગ દર્શને કરી જીવને અનંત વસ્તુ દીઠાનો સ્વભાવ છે, પણ દર્શનાવરણીય કર્મના ઉદયથી દેખે નહી. ૨. ત્રીજો જીવનો અવ્યાબાધ ગુણ જીવ તો સુખ દુઃખ કાંઇ વેદે નહી. તે અવ્યાબાધ. તે અવ્યાબાધ જીવનો ગુણ વેદનીય કર્મે રોકયો છે. તે વેદનીય કર્મ મધુલિપ્ત ખડ્ગધારા સમાન છે. જેમ મધે લિંપાણી ખડ્ગની ધારા ચાટતાં સ્વાદ આવે અને જીભ પણ કપાય, એમ જીવને સાતા અસાતા બે સંલગ્ન છે૩ ચોથો જીવનો અનંત ચારિત્ર તે મોહનીય કર્મે રોકયો છે. તે મોહનીય કર્મ મદિરાના છાક સમાન છે. જીમ મદિરા પીધે જીવ વિકલ થાય, હિત અહિત ન જાણે ૪, પાંચમો જીવનો અવિનાશી ગુણ જીવનો તો કોઇ કાળે વિનાશ નથી, પણ આયુકર્મને યોગે વિણસતો જણાય છે, માટે આયુકર્મે અવિનાશી ગુણ રોકયો છે, આયુઃ કર્મ હેડ સમાન છે. જેમ હેડમાં પડયો પ્રાણી નીકળવા ઇચ્છે "પણ રાજાના હુકમ વિના' નીકળી શકે નહી ૫, છઠો જીવનો અરૂપી

ગુણ તે નામ કર્મે રોક્યો છે, તે નામ કર્મ ચિતારા સમાન છે, જેમ ચિતારો કાળા નીલા પીળા નાના મોટા અનેક પ્રકારના રૂપ કરે, તેમ નામ કર્મના ઉદયથી જીવ પણ અનેક પ્રકારના રૂપ કરે ૬, સાતમો જીવનો અગુરૂ લઘુ નામા ગુણ, " અગુરૂ લઘુ હળવું નહી ને ભારે પણ નહી," હળવું તે આકડાના ડોડાના કપાસની પેરે, ભારી તે લોહની ગોળીની પેરે તે જીવનો હળવો એ નથી અને ભારે પણ નથી. તે અગુરૂ લઘુ જીવનો ગુણ ગોત્ર કર્મે રોક્યો છે, તે ગોત્ર કર્મ કુંભાર સમાન છે, જેમ કુંભાર ઘૃતનો ઘડો ઘડે મદ્યનો પણ ઘડો ઘડે, તેમ જીવ ઉચ્ચ ગોત્રકર્મના ઉદયથી ભારે થાય ઉત્તમ કુલે ઉપજે તથા નીચ ગોત્રના ઉદયથી હળવો થાય. નીચ કુલે ઉપજે ૭, આઠમો જીવનો અનન્ત સક્તિ ગુણ તે અન્તરાય કર્મે રોક્યો છે. તે અંતરાય કર્મ રાજાના ભંડારી સમાન છે, જેમ રાજા દાન દેવરાવે. પણ ભંડારી વ્યાઘાત કરે તેમ જીવ અન્તરાય કર્મના ઉદયથી અનન્ત શક્તિ ફોરવી શકે નહી ૮, એ પ્રકૃતિબન્ધ ॥ ૧ ॥

હવે રસબન્ધ કહે છે—જીવ કાર્મણ વર્ગણા માહિથી સમયે સમયે કર્મદલ ગ્રહે છે, તે કર્મદલ અનંત પરમાણુઓનો છે, તે ગ્રહવાને પ્રથમ સમયે " આઠ કર્મપણે પરિણમાવે છે." વળી તેહજ સમયે " એકસો અઠાવન પ્રકૃતિ " નીપજાવે છે, વળી તેહીજ સમયે " પ્રકૃતિ પ્રકૃતિ એ જુદી જુદી સ્થિતિ " નીપજાવે, વળી તેહીજ સમયે " પ્રકૃતિ પ્રકૃતિ પ્રત્યે જુદો જુદો રસ ' નીપજાવે, વળી તેહીજ સમયે " એકેકા કર્મની અસંખ્યાતા અસંખ્યાતા સમયની સ્થિતિ છે, તે માહિથી અબાધાકાળ જેટલા સમય મૂકીને બાકી સમય માંહે વિશેષ હીન વિશેષહીન દળીયાનો નિઃષેક કરે," એ રીતે એક સમયમાં કર્મદલ લેઇને જીવ ઘણા કાર્ય નીપજાવે છે, પણ અહીં રસબંધનો અધિકાર છે, માટે રસની વાત કહે છે—જીવે એક સમયમાં લીધા જે કર્મદલ તે માંહે અનંતા પરમાણુઓ છે તે પરમાણુ પરમાણુ પ્રત્યે સર્વ જીવ થકી પણ અનંત ગુણા રસના અવિભાગ પલિચ્છેદ છે, અવિભાગ પલિચ્છેદ તે કેવલીની બુદ્ધિએ પણ એક ભાગના બે ભાગ ન થાય, એહવા રસના ભાગને કહીયે તે પરમાણુ એકેક પ્રત્યે અનંતા રસના અવિભાગ પલિચ્છેદ છે, તોપણ અસત્ કલ્પનાએ એકેકા કેટલા અવિભાગ પલિચ્છેદ કલ્પીયે, તે બંધ માંહેથી થોડા રસના અવિભાગ પલિચ્છેદવાળા પરમાણુઓનો ઢગલો કરીયે, તે એક

વર્ગણા કહીયે, તે વાર પછી એકસો એક રસના અવિભાગપલિચ્છેદવાળા સર્વ લઇને બીજો ઢગલો કરીયે તે બીજી વર્ગણા. ૨, તે વાર પછી વળી એ ખંધ મધ્યેથી એકસો બે રસના અવિભાગ પલિછેદવાળા સર્વ પરમાણુઓ લઇને ત્રીજો ઢગલો કરીયે તે ત્રીજી વર્ગણા, ૩, તે વાર પછી એકસો ત્રણ રસના અવિભાગ પલિચ્છેદવાળા પરમાણુઓ એકઠા કરીયે તે ચોથી વર્ગણા ૪, તે વાર પછી એકસો ચાર રસના અવિભાગ પલિચ્છેદવાળા પરમાણુઓ ભેળા કરીને ગંજ કરીયે તે પાંચમી વર્ગણા, ૫. તે વાર પછી વળી એહજ ખંધમાહિથી એકસો પાંચ રસના અવિભાગ પલિછેદ અધિક પરમાણુ સર્વ લઇને એક ઢગલો કરીયે, તે છઠી વર્ગણા ૬ એમ એક એક રસને અવિભાગ પલિચ્છેદ અધિક પરમાણુ લેઇ લેઇને ત્યાં સુધી ઢગલા કરીયે કે જ્યાં સુધી એકેક રસે અધિક અધિક અવિભાગ પલિછેદવાળા પરમાણુઓ ન લાભે, તિહાં લગણુ તે વર્ગણા અભવ્ય થકી અનંતગુણી અને સિદ્ધને અનંતમે ભાગે થાય તેવારે એક સ્પર્દ્ધક થાય ॥ ૧ ॥ હવે એ ખંધમધ્યે એકેકો રસનો અવિભાગ પલિછેદ વધે, એહવા પરમાણુઓ નથી. એ સ્પર્દ્ધકની છેલ્લી વર્ગણાના એક પરમાણુના રસના અવિભાગ પલિછેદથી અનંતગુણા રસના અવિભાગ પલિછેદ વધે એહવા પરમાણુઓ છે, પણ અસત્કલ્પનાએ બસોને પાંચ કલ્પીએ, તે બસોને પાંચ રસના અવિભાગ પલિછેદવાળા પરમાણુઓનો ઢગલો તે પહેલી વર્ગણા, બસોને છ રસના અવિભાગ પલિછેદવાળા પરમાણુઓની બીજી વર્ગણા. બસોને સાત રસના અવિભાગ પલિછેદવાળા પરમાણુઓની ત્રીજી વર્ગણા. બસોને આઠ રસના અવિભાગ પલિચ્છેદવાળા પરમાણુઓની ચોથી વર્ગણા, બસો નવ રસના અવિભાગ પલિછેદવાળા પરમાણુઓની પાંચમી વર્ગણા, બસોને દશ રસના અવિભાગ પલિછેદવાળા પરમાણુઓનો ઢગલો કરીયે તે છઠી એમ કરતા એકેક રસનો અવિભાગ પલિછેદ વધે તિહાં લગણુ એણી રીતે વર્ગણા પણ અભવ્યથી અનંતગુણી સિદ્ધને અનંતમે ભાગે થાય, તેવારે બીજો સ્પર્દ્ધક થાય ॥ ૨ ॥ હવે એ ખંધ મધ્યે, એકેકો રસનો અવિભાગ પલિછેદ વધે, એહવા પરમાણુઓ નથી, એ બીજા સ્પર્દ્ધકની છેલી વર્ગણાના એકેક પરમાણુઓમાં જેટલા રસના અવિભાગ પલિછેદ છે, તે થકી અનંતગુણા રસના અવિભાગ પલિછેદ વધે, એહવા પરમાણુઓ છે પણ અસત્કલ્પનાએ ત્રણુસો દશ કલ્પીયે, તે ત્રણુસો દશ રસના અવિભાગ પલિચ્છેદવાળા પરમાણુઓ એકઠા કરીયે તે પ્રથમ વર્ગણા. ત્રણુસો અગીયાર રસના અવિભાગ

પલિછેદવાળા પરમાણુઓની બીજી વર્ગણા. ત્રણસોને બાર રસના અવિભાગ પલિછેદવાળા પરમાણુઓની ત્રીજી વર્ગણા. ત્રણસોને તેર રસના અવિભાગ પલિછેદવાળા પરમાણુઓની ચોથી વર્ગણા. ત્રણસોને ચઉદ રસના અવિભાગ પલિછેદવાળા પરમાણુઓની પાંચમી વર્ગણા. ત્રણસોને પનર રસના અવિભાગ પલિછેદવાળા પરમાણુઓ સર્વ એકઠા કરીયે, એ છઠી વર્ગણા. એમ અભવ્યથી અનંતગુણીને સિદ્ધને અનંતમેં ભાગે વર્ગણાઓ થાય, તેવારે ત્રીજો સ્પર્દ્ધક ॥ ૩ ॥ એમ જીવે એક સમયે ગ્રહ્યો જે કર્મદલ તે મધ્યે અનંતા રસના સ્પર્દ્ધક છે તે રસબન્ધ કહીયે તે રસ ચાર પ્રકારે છે, એક ઠાણીયો ૧ બિઠાણીયો ૨ ત્રિઠાણીયો ૩ ચોઠાણીયો ૪, તેહની વિગત. લીંબડાનો તથા શેલડીનો રસ તેમાં સહજનો રસ તે એક ઠાણીયો ૧ બે ભાગનો કઢી એક ભાગનો રાખે તે બેઠાણીયો, ૨ ત્રણ ભાગનો કઢીને એક ભાગનો રહે તે ત્રિણઠાણીયો ૩, ચાર ભાગનો કઢીને એક ભાગનો રહે તે ચોઠાણીયો ૪, બ્યાસી અશુભ પ્રકૃતિનો અતિ તીવ્ર આકારો રસ તે સંકલેશે બંધાય, સંકલેશ તે " કષાયના ઉદયને " કહીયે, બેંતાલીશ શુભ પ્રકૃતિનો તીવ્રરસ વિશુદ્ધિએ બંધાય, વિશુદ્ધિ તે " કષાયની મંદતાને " કહીયે, બાસી પાપપ્રકૃતિનો મંદરસ વિશુદ્ધિએ બંધાય, બેતાલીશ શુભ પ્રકૃતિનો મંદરસ સંકલેશે બંધાય, અશુભ પ્રકૃતિનો રસ ચાર પ્રકારે હોય, એક ઠાણીયો આદિ દેઇને તેહની વિગત, અશુભ પ્રકૃતિનો ચોઠાણીયો રસ પર્વતની રેખા સમાન ચાર અનંતાનુબંધીયા કષાય છે, તેણે કરીને બંધાય ॥ ૧ ॥ અશુભ પ્રકૃતિનો ત્રણ ઠાણીયો રસ પૃથ્વીની રેખા સમાન ચાર અપ્રત્યાખ્યાનીયા કષાય છે. તેણે કરીને બંધાય ॥ ૨ ॥ અશુભ પ્રકૃતિનો બેઠાણીયો રસ રજની રેખા સમાન ચાર પ્રત્યાખ્યાનીયા કષાય છે. તેણે કરીને બંધાય ॥ ૩ ॥ અશુભ પ્રકૃતિનો એક ઠાણીઓ રસ જલની રેખા સમાન સંજ્વલના ચાર કષાય તેણે કરીને બંધાય ॥ ૪ ॥

શુભ પ્રકૃતિનો રસ ત્રણ પ્રકારે હોય બેઠાણીયો આદિ દેઇને શુભ પ્રકૃતિનો બેઠાણીયો રસ અનંતાનુબંધીયા કષાયની ચોકડીયે બંધાય ॥૧॥ શુભ પ્રકૃતિનો ત્રણ ઠાણીયો રસ અપ્રત્યાખ્યાનીયા કષાયની ચોકડીયે બંધાય ॥ ૨ ॥ શુભ પ્રકૃતિનો ચોઠાણીયો રસ પ્રત્યાખ્યાનીયાને સંજ્વલના એ બે કષાય ચોકડીયે બંધાય ॥ ૩ ॥ એહવો સામાન્ય પ્રકારે અશુભ પ્રકૃતિનો રસ ચાર પ્રકારે કહ્યો, પણ સર્વ અશુભ પ્રકૃતિનો રસ ચાર પ્રકારે નથી,

સત્તરજ અશુભ પ્રકૃતિનો રસ ચાર પ્રકારે છે, તેહના નામ, પાંચ અંતરાય ૫, કેવલ જ્ઞાનાવરણીય વિના ચાર જ્ઞાનાવરણીય ૪, કેવલ દર્શનાવરણીય વિના ત્રણ દર્શનાવરણીય ૩, પુરૂષ વેદ ૧ સંજ્વલના કષાય ૪, એવં સત્તર ૧૭ ॥ બાકી એકસો ત્રણ પ્રકૃતિનો રસ ત્રણ પ્રકારે હોય બે ઠાણીઓ આદિ દેઈને પણ એકઠાણીયો બંધાય નહી. જે માટે એકઠાણીયો રસ તો નવમા ગુણઠાણાના અસખ્યાતા ભાગ ગયા પછી બંધાય છે, તે ઠેકાણે તો સત્તર જ અશુભ પ્રકૃતિ બંધાય છે, પણ બીજી પ્રકૃતિ તો તિહાં બંધાતી જ નથી, તો રસ કિમ બંધાય ॥ ઈતિ રસબંધઃ ॥

॥ હવે પ્રદેશબન્ધ કહે છે ॥

લોકમાહિ અનંતી વર્ગણા છે તે માહિથી આઠ વર્ગણા. ઔદારિક ૧ વૈક્રિય ૨ આહારક ૩ તૈજસ ૪ ભાષા ૫ શ્વાસોશ્વાસ ૬ મનોવર્ગણા ૭ કાર્મણ વર્ગણા ૮ એ આઠ વર્ગણા મધ્યેથી કાર્મણ વર્ગણાના પણ પરમાણુઓ આશ્રયી જોઇયે તો સોલગુણવાલા પરમાણુઓ છે, જે માટે કાર્મણ વર્ગણામાં ફરસ છેલા ચારજ હોય, ટાઢો ૧ ઉનો ૨ લુખોને ૩ ચોપડયો સ્પર્શ ૪ વર્ણ ૫ ગધ ૨ રસ ૫ એવ સોલ અને એક એક પરમાણુ આસરી જોઇયે તો ચઉદ ગુણીયા છે. જે માટે ફરસ ચાર છે તે માંહેલા પરમાણુયા દીઠ બે બે ફરસ હોય. પણ પ્રતિપક્ષ ન હોય, ટાઢો ૧ લુખો ૨ તથા ટાઢો અને ચોપડયો ૨ ઉનો ને લુખો ૨ તથા ઉનો અને ચોપડયો ૨ એ રીતે બેજ હોય, પણ શીતને ઉષ્ણ ૨ લુખા ને ચોપડયો એમ બે ભેગા ન હોય એ કાર્મણ વર્ગણા ઓળખાવી, તે મધ્યેથી જીવ સમયે સમયે કર્મદલ લેછે, પણ કેવો કર્મદલ લેછે? જે કર્મદલ મધ્યે છેલ્લા ચાર ફરસ, બે ગધ ૨ પાંચ વર્ણ ૫ પાચ રસ ૫ એવા સોલ ગુણવાલો કર્મદલ લેછે, વળી કેહવો કર્મદલ લેછે, એકેકા પરમાણુઆ મધ્યે સર્વજીવથી અનતગુણા રસના અવિભાગ પલિછેદ હોય, એવા કર્મદલ ગ્રહે છે, અનંત પરમાણુઆયે નિષ્પન્ન ખંધ તે લેછે, વળી કેહવા કર્મદલ જીવ ગ્રહે છે, એક પ્રદેશ અવગાઢ ગ્રહે છે, એટલે જે ક્ષેત્રના આકાશ પ્રદેશમાં જીવ અવગાહી રહ્યો છે, તેહીજ ક્ષેત્રના આકાશ પ્રદેશે જે કાર્મણ વર્ગણા છે. તે માહેથીજ કર્મદલ ગ્રહે છે. તેહને એક પ્રદેશ અવગાઢ કહીયે, તે કર્મદલ જીવ પોતાને સર્વ પ્રદેશે કરીને ગ્રહે છે, જિમ એક આગુલીએ લટાદિક વસ્તુ ઉપાડતા હાથનો કાંડો કૂણી ખભો. બીજો ખભો ઇમ સર્વ શરીરને જોર પહોંચે તેમ કર્મદલ લેતાં જીવના સર્વ પ્રદે-

અને જોર પોંહચે, એ રીતે જીવ કર્મદલ લેઇને, આઠે ભાગે વિહચેંછે, દળીયાનો સર્વથી થોડો ભાગ આયુકર્મને આવે, તેહથી અધિકો ભાગ નામકર્મગોત્ર કર્મને આવે, માંહોમાંહે સરખા, તેહથી અધિકો ભાગ અંતરાય ૧ જ્ઞાનાવરણીય ૨ દર્શનાવરણીય ૩ એ ત્રણને આવે, માહોમાહે ત્રણને સરખો, તેહથી અધિકો ભાગ મોહનીયને આવે. એ સાત કર્મને તો સ્થિતિ પરમાણે ભાગ છે, થોડી સ્થિતિવાળાને થોડો ને ઘણી સ્થિતિવાળાને ઘણો, અને વેદનીયકર્મને તો સ્વભાવેજ સર્વથી ઓછો ન આવે, સર્વથી અધિકોજ આવે, જે માટે વેદનીયને ઓછો ભાગ આવતો હોય તો લોકમા સુખદુઃખની પ્રગટ ખબર ન પડે, અને લોકમાંતો સુખ દુઃખ પ્રગટ જણાય છે, તે માટે વેદનીયને ભાગે કર્મદલ સર્વથી ઘણો આવે છે, ને એ પ્રદેશ બંધ મોદકને દૃષ્ટાન્તે—જિમ કોઇ મોદકમાં દલિયા તે કહીયે, જે લોટના કણીયા તે ઘણા હોય, અને રસ કહીયે જે ખાંડથી થોડા હોય, કોઇક મોદકમાં ખાંડથી ઘણાને લોટના દલિયા થોડા. તેમ કર્મદલમા પણ કોઇક દલમાં રસ થોડો ને પ્રદેશ ઘણા, કોઇક દલમાં રસ ઘણો ને પ્રદેશ થોડા, જીવ લેવા વાળો છે, તેહના અધ્યવસાય પ્રમાણે હોય ॥ ઇતિ પ્રદેશબન્ધઃ ॥

## ॥ બંધતત્ત્વ વિચારઃ સંપૂર્ણઃ ॥



## ॥ હવે મોક્ષતત્ત્વનો વિચાર કહે છે ॥



તિહાં પ્રથમ મોક્ષતત્ત્વના નવ ભેદ કહે છે, સંતપદ પ્રરૂપણા ૧ દ્રવ્યપ્રમાણ ૨ ક્ષેત્રપ્રમાણ ૩ સ્પર્શનાદ્વાર ૪ કાલદ્વાર ૫ અંતરદ્વાર ૬ ભાવદ્વાર ૭ ભાગદ્વાર ૮ અલ્પબહુત્વદ્વાર ૯ ॥ હવે નવદ્વારના અર્થ કહે છે—સંતપદપ્રરૂપણા તે " છતા પદની પ્રરૂપણા ", મોક્ષપદ સંત કહેતાં છતું છે. શુદ્ધપદમાટે એટલે એક પદ હોય તે હોયજ, બે પદ હોય તે ન પણ હોય જિમ આકાશનું ફુલ એ બે ભેગા બોલે છે માટે નથી એટલે આકાશ કહીયે તો છે અને એકલા ફુલ કહીયે તે પણ છે પણ બે ભેગા કહીયે તો નથી તેમ મોક્ષપદ તો એક બોલે છે માટે છે છે ને છે, પણ આકાશકુસુમની પેરે અછતું નથી. જે માટે તીર્થંકર ગણધર ભગવાને બાસઠ માર્ગણાએ કરીને મોક્ષની પ્રરૂપણા કરી છે, તે બાસઠ માર્ગણાની વિગત—ગતિમાર્ગણા ચાર પ્રકારે દેવગતિ આદિ દેને, તે મધ્યેથી મનુષ્યગતિ મા-

ર્ગણાએ મોક્ષે જાય ૧ ઇંદ્રિય માર્ગણા પાંચ–એકેન્દ્રિય આદિ દેઇને, તે માંહેથી **પંચેદ્રિયની** માર્ગણાએ મોક્ષે જાય ૨ **કાયમાર્ગણા** છ–પૃથ્વીકાય આદિ દેઇને, તે માંહેથી **ત્રસકાયની** માર્ગણાએ મોક્ષે જાય ૩ યોગમાર્ગણા ત્રણ પ્રકારે–મનોયોગ આદિ દેઇને, તે **સયોગી** મોક્ષે ન જાય, યોગ તેરમા ગુણઠાણા લગણ હોય ૪, **વેદમાર્ગણા** ત્રણ પ્રકારે–પુરૂષવેદ આદિ દેઇને, તે **સવેદી** મોક્ષે ન જાય, વેદ નવમા ગુણઠાણા લગણ હોય ૫। **કષાયમાર્ગણા** કષાય ચાર ક્રોધ આદિ દેઇને, તે **સકષાય** મોક્ષે ન જાય, સકષાયી નવમા ગુણઠાણા લગણ હોય ૬। **જ્ઞાનમાર્ગણા** ૮ મતિજ્ઞાન આદિ દેઇને પાંચ જ્ઞાન ૫ મતિ અજ્ઞાન ૧ શ્રુત અજ્ઞાન ૨ વિભગજ્ઞાન ૩ એવ આઠ। તે માંહેથી **કેવલજ્ઞાનની** માર્ગણાએ મોક્ષે જાય ૭ ॥ **સંયમમાર્ગણા** સાત પ્રકારે–સામાયિક આદિ દેઇને પાંચ ચારિત્ર ૫, દેશવિરતિ ૬, સર્વવિરતિ ૭ એ સાતમાંહેથી **યથાખ્યાત** સંયમની માર્ગણાએ મોક્ષે જાય ૮ ॥ **દર્શનમાર્ગણા** ચાર પ્રકારે–ચક્ષુદર્શન આદિ દેઇને તે માંહેથી **કેવલ** દર્શન માર્ગણાએ મોક્ષે જાય ૯ ॥ **લેશ્યામાર્ગણા** છ પ્રકારે–તે **સલેશ્ય** મોક્ષે ન જાય લેશ્યા તે તેરમા ગુણઠાણા લગણ "કૃષ્ણ ૧ નીલ ૨ કાપોત ૩ તૈજસ ૪ પદ્મ ૫ શુકલ લેશ્યા ૬" । ૧૦ । **ભવ્યમાર્ગણા** બે પ્રકારે–ભવિ ૧ અને અભવિ ૨ તેમાંહેથી **ભવિ** મોક્ષે જાય ૧૧ । **સમ્યકૃત્વ** માર્ગણા છ મિથ્યાત્વ ૧ સાસ્વાદન ૨ મિશ્ર ૩ ઉપશમ ૪ ક્ષયોપશમ ૫ ક્ષાયિક ૬ એ છ માંહેથી ક્ષાયિકસમકિતી મોક્ષે જાય ॥ ૧૨ ॥ **સંજ્ઞિમાર્ગણા** બે સંજ્ઞિ ૧ અને અસંજ્ઞી ૨ એ બે માંહેથી **સંજ્ઞી**માર્ગણાએ મોક્ષે જાય ॥ ૧૩ ॥ **આહારક** માર્ગણા બે આહારી ૧ અણાહારી ૨ એ બે માહેથી અણાહારી માર્ગણાએ મોક્ષે જાય ॥ ૧૪ ॥ એ બાસઠ માર્ગણા માહેથી દશ માર્ગણાએ મોક્ષે જાય બાકી બાવન માર્ગણાએ મોક્ષે ન જાય । એ **સંત પદ પ્રરૂપણા પ્રથમદ્વાર** ॥ ૧ ॥ બીજો **દ્રવ્ય પ્રમાણદ્વાર** સિદ્ધના જીવદ્રવ્ય અનન્તા છે, એ **બીજો દ્વાર** ॥ ૨ ॥ ત્રીજો **ક્ષેત્ર પ્રમાણદ્વાર** ક્ષેત્રથી સિદ્ધના જીવ ચઉદ રાજલોકને અસંખ્યાતમે ભાગે છે, જે માટે એક સિદ્ધને જઘન્ય અવગાહના એક હાથ અને આઠ આંગળ, અને ઉત્કૃષ્ટ અવગાહના ત્રણસેં તેત્રીસ ધનુષ્ એક હાથ અને આઠ આંગળ અને સર્વસિદ્ધ ક્ષેત્ર પિસ્તાલીશ લાખ જોજનની સિદ્ધશિલા પ્રમાણે એ ત્રણે ઠેકાણે ચઉદ રાજલોકનો અસંખ્યાતમો ભાગ થયો અસંખ્યાતાના અસ-

ખ્યાના ભેદ છે તે માટે, એ ત્રીજો દ્વાર ॥ ૩ ॥ **ચોથો સ્પર્શનાદ્વાર** સિદ્ધના જીવને અવગાહના ક્ષેત્રથી ફરસના કાંઇ અધિક છે, જેમ એક પરમાણુને એક પ્રદેશનું અવગાહના ક્ષેત્ર અને સાત પ્રદેશની ફરસના એક તો ક્ષેત્રના આકાશ પ્રદેશ પરમાણુઓ અવગાહી રહ્યો છે તે ૧ । એક તેહને હેઠલો ૧ । એક ઉપરલો ૨ ચાર દિશાના ચાર । એવ સાત । **એ ચોથો દ્વાર ॥૪॥ પાંચમો કાલદ્વાર** તેહના ચાર ભાંગા—સાદિસાંત ૧ સાદિ અનન્ત ૨ અનાદિસાંત ૩ અનાદિ અનન્ત ૪ તે મધ્યેથી એક સિદ્ધ આશ્રયી સાદિ અનન્ત એ બીજો ભાંગો લાભે, જે કાળે સિદ્ધિવરે તે વારે સાદિ થઇને ફરી તિહાંથી ચ્યવવું નથી માટે અનન્ત, અને ઘણા સિદ્ધ આશ્રી જોઇયે તો આદિ પણ નથી અને અન્ત પણ નથી, એ કાલનો ચોથો ભાંગો લાભે અનાદિ અનન્ત **એ પાંચમો દ્વાર ॥ ૫ ॥ છઠો અંતરદ્વાર**, તે સિદ્ધના જીવને અંતર નથી, જે સિદ્ધપણાથી ચવી સંસારમાં આવીને ફરી સિદ્ધ થાતા હોય તો અંતર થાય તે સિદ્ધના જીવને અંતર નથી, **છઠો દ્વાર ॥ ૬ ॥ સાતમો ભાગદ્વાર** તે સિદ્ધના જીવ સંસારી જીવને અનંતમે ભાગે છે, જેમાટે જેકાલે તીર્થંકર ભગવાનને ગણધર ભગવાન પુછશે જે હે સ્વામી? **પરનાલની** પરે નિગોદમાંથી જીવ નીકળે છે સિદ્ધિ વરે છે. માટે નિગોદ કરશી ખાલી થઇ તેવારે તીર્થંકર મહારાજ કહેશે, જે " એક નિગોદનો અનંતમો ભાગ મોક્ષે ગયો. ' **તે નિગોદની વાત લેશમાત્ર કહે છે**— લોકમાં અસંખ્યાતા ગોળા છે. ગોળે ગોળે અસંખ્યાતી નિગોદ છે, નિગોદે નિગોદે અનંતા જીવ છે તે નિગોદ એકનો અનંતમો ભાગ મોક્ષે ગયો, જેવારે પૂછે તેવારે એમ કહ્યાય " તે એક નિગોદનો અનંતમો ભાગ સિદ્ધિ વર્યો છે. તે સર્વ સંસારી જીવનો અનંતમો ભાગ થયો " માટે સિદ્ધના જીવ સર્વ સંસારી જીવોને અનંતમે ભાગે છે એ **ભાગદ્વાર ૭ ॥ હવે આઠમો ભાવ દ્વાર** કહે છે ॥ સિદ્ધના જીવને ક્ષાયિકને **૧** પારિણામિક ૨ એ બે ભાવ છે. **તે ભાવની ઓલખાણ બતાવે છે. મૂલભેદ ભાવના પાંચ ૫** ઉત્તર ભેદ ભાવના ત્રેપન । તિહાં **પ્રથમ** મૂલભેદ પાંચ કહે છે—ઉપશમ ૧ ક્ષાયિક ૨ મિશ્ર ૩ ઔદયિક ૪ અને પારિણામિક ૫, મિશ્રને ક્ષયોપશમ પણ કહીએ, હવે ઉત્તર ભેદ કહે છે—**પ્રથમ ઉપશમના બે ભેદ**—ઉપશમ, તે અનંતાનુબંધી [illegible] ની ચોકડી તથા મિથ્યાત્વ મોહનીય ૧ મિશ્રમોહનીય ૨ સમ્યક્ત્વ મોહનીય ૩ એ સાત પ્રકૃતિ ઉપશમાવ્યાથી હોય તે ઉપશમ સમકિત [illegible] જીવને પ્રથમ સમકિત પામ્યાને અવસરે તે

અતર કરણનો, ૧ બીજો ઉપશમ સમકિત ઉપશમ શ્રેણીનો, ૨ તે ઉપશમ ભાવનો પહેલો ભેદ ૧ બીજો ઉપશમ ચારિત્ર તે મોહનીય કર્મની એકવીસ પ્રકૃતિ ઉપશમાવ્યાથી હોય ૨ ॥ **હવે ક્ષાયિક ભાવના નવ ભેદ** ॥ પાંચ જ્ઞાન ૫, ત્રણ અજ્ઞાન ૩, ચાર દર્શન ૪, એ બાર ઉપયોગમાંહિથી કેવલ જ્ઞાનને ૧ કેવલદર્શન ૨, તથા દાન ૧ લાભ ૨ ભોગ ૩ ઉપભોગ ૪ વીર્ય ૫ એ પાચ લબ્ધિ એવં સાત, ક્ષાયિક સમકિત તે ચાર અનતાનુબંધિયાને ત્રણ મોહનીય એ સાત પ્રકૃતિ ખપાવ્યાથી હોય, એવ આઠ, અને ક્ષાયિક ચારિત્ર મોહનીય કર્મની એકવીસ પ્રકૃતિ ખપાવ્યાથીજ હોય ૯॥ **હવે મિશ્રભાવ તે ક્ષયોપશમ તેહના અઢાર ભેદ** ॥ કેવલજ્ઞાન ૧ કેવલદર્શન ૨ એ બે વિના બાકી દશ ઉપયોગ ૧૦ દાનાદિક લબ્ધિ પાચ ૫, એવં પન્નર, ક્ષયોપશમ સમકિત, એવં સોલ. દેશવિરતિ ૧૭ સર્વવિરતિ ૧૮ એવ અઢાર ॥ **હવે ઔદયિક ભાવના એકવીસ ભેદ** કહે છે ॥

અજ્ઞાનપણો ૧ અસિદ્ધત્વપણુ ૧, અસંયમપણુ ૧, લેશ્યા ૬, કષાય ૪ ગતિ ચાર ૪ વેદ ૩ મિથ્યાત્વમોહનીય ૧ **એવં એકવીશ, હવે પારિણામિકભાવના ત્રણ ભેદ** ॥ ભવ્યત્વપણુ ૧ અભવ્યત્વપણુ ૨ જીવત્વપણુ ૩ । **એવં** પાંચ મૂલ ભાવના ઉત્તર ભાવ ત્રેપન થયા, **હવે મૂલ ભાવ** પાચના સન્નિપાતીયા ભાંગા છવીસ થાય, દ્વિકસયોગી ૧૦, ત્રિકસયોગી ૧૦, ચતુઃસંયોગી પાંચ ૫, પંચસયોગી ૧, **તિહાં દ્વિકસંયોગી** દશ બતાવે છે, ઉપશમ અને ક્ષાયિક ૧ ઉપશમ અને મિશ્ર ૨, ઉપશમ અને ઔદયિક ૩, ઉપશમને પારિણામિક ૪ ક્ષાયિકને મિશ્ર ૫, ક્ષાયિકને ઔદયિક ૬ ક્ષાયિકને પારિણામિક ૭ મિશ્રને ઔદયિક ૮ મિશ્રને પારિણામિક ૯ ઔદયિકને પારિણામિક ૧૦ **હવે ત્રિકસંયોગી** દશ તે બતાવે છે, ઉપશમક્ષાયિકને મિશ્ર ૧ ઉપશમક્ષાયિકને આદયિક ૨, ઉપશમક્ષાયિકને પારિણામિક ૩, ઉપશમમિશ્રને ઔદયિક ૪ ઉપશમમિશ્રને પારિણામિક ૫, ઉપશમ ઔદયિકને પારિણામિક ૬ ક્ષાયિકમિશ્રને ઔદયિક ૭ ક્ષાયિકમિશ્રને પારિણામિક ૮ ક્ષાયિક ઔદયિકને પારિણામિક ૯ મિશ્ર ઔદયિકને પારિણામિક ૧૦। **હવે ચતુઃસંયોગી** પાચ, ઉપશમક્ષાયિક મિશ્રને ઔદયિક ૧ ઉપશમક્ષાયિક મિશ્રને પારિણામિક ૨, ઉપશમક્ષાયિક ઔદયિકને પારિણામિક ૩ ઉપશમમિશ્ર ઔદયિકને પારિણામિક ૪ ક્ષાયિકમિશ્ર ઔદયિકને પારિણામિક ૫, **હવે પંચસંયોગી** એક, ઉપશમક્ષાયિક મિશ્ર ઔદયિકને પારિણામિક ૧ ॥ **એવં છવ્વીસ** સન્નિપાતીયા ભાગા થયા। તે મધ્યેથી વીસ

ભાંગા અસંભવી છે, અને ૭ ભાંગા સંભવી છે, તેહના પન્નર ભાંગા થાય તે કહે છે–મિશ્ર ઔદાયિકને પારિણામિક, એ વીસમો ભાંગો ચાર ગતિના જીવને હોય. મિશ્રને ક્ષયોપશમ ને કહીયે, તે ક્ષયોપશમભાવે ઇંદ્રિયાદિક, ઔદયિક ભાવે ગત્યાદિક. પારિણામિક ભાવે જીવપણે પરિણમી રહ્યા છે, એવં ચ્યાર–ક્ષાયિક મિશ્ર ઔદયિક અને પારિણામિક એ ચતુઃસંયોગી પચવીસમો ભાંગો ચારે ગતિના ક્ષાયિક સમકિતી જીવોને હોય, ક્ષાયિક ભાવે ક્ષાયિક સમકિત. મિશ્ર તે ક્ષયોપશમ ભાવે ઇન્દ્રિયાદિક. ઔદયિક ભાવે ગત્યાદિક, પારિણામિક ભાવે જીવપણું, એવં આઠ. ઉપશમમિશ્ર ઔદયિકને પારિણામિક એ ચોવીસમો ચતુઃસંયોગી ભાંગો, ચારે ગતિના ઉપશમ સમકિતવાળા જીવોને હોય, ઉપશમભાવે ઉપશમસમકિત. મિશ્ર તે ક્ષયોપશમભાવે ઇંદ્રિયાદિક, ઔદયિક ભાવે ગત્યાદિક પારિણામિક ભાવે જીવપણું. એવં બાર, । ક્ષાયિક ઔદયિકને પારિણામિક એ ત્રિક સંયોગીયો, છવીસ લેખે ઓગણીસમો ભાંગો કેવલી ભગવાનને હોય. ક્ષાયિક ભાવે કેવલનાનને કેવલ દર્શન. ઔદયિકભાવે મનુષ્યની ગતિ. પારિણામિકભાવે જીવપણુ, એવં તેર. ઉપશમ ક્ષાયિક મિશ્ર ઔદયિકને પારિણામિક એ પંચ સંયોગીયો, છવીસમો ભાંગો. શ્રી ઉપશમ શ્રેણીયે ચડ્યા. ક્ષાયિક સમકિતિને હોય, એવં ચઉદ ૧૪ ॥ ક્ષાયિકને પારિણામિક એ દ્વિક સંયોગીયો સાતમો ભાંગો સિદ્ધ ભગવાનને હોય એવં પન્નર ૧૫ । એ ભાવદ્વાર આઠમો ॥ ૮ ॥ હવે નવમો અલ્પાબહુત્વદ્વાર કહે છે–સર્વથી થોડા નપુંસકલિંગ સિદ્ધ, ઘણામા ઘણા મોક્ષ જાય તો એક સમયમાં દસ સીઝે । તે થકી સ્ત્રી લિંગ સિદ્ધ સંખ્યાત ગુણા અધિક, એક સમયમા વીસ સીઝે, તે થકી પુરૂષલિંગસિદ્ધ સંખ્યાતગુણા અધિક એક સમયમાં એકસો આઠથી માંડીને એકસો આઠ લગણ સીઝે ૧ । બે સમય લગણ સતાણુથી માંડીને એકસો બે સીઝે. પછી આંતરૂ પડે ૨. ત્રણ સમય લગણ નિરંતર પંચ્યાશીથી માંડીને છનુ લગણ સીઝે, ૩, ચાર સમય લગણ નિરંતર બિહુંતેરથી માંડીને ચોરાશી લગણ સીઝે ૪, પાંચ સમય લગણ નિરંતર એકસઠથી માંડીને બિહુતર લગણ સીઝે ૫ છ સમય લગણ નિરંતર ઓગણપચાસથી માંડીને સાઠ લગણ સીઝે ૬, સાત સમય લગણ નિરંતર તેત્રીસથી માંડીને અડતાળીશ લગણ સીઝે ૭ આઠ સમય લગણ નિરંતર એકથી માંડીને બત્રીશ લગણ સીઝે ૮, એ નવ દ્વારેકરીને મોક્ષતત્ત્વ કહ્યો એટલે–નવતત્ત્વ સંપૂર્ણ થયા.

---

॥ મોક્ષતત્ત્વવિચારઃ સંપૂર્ણઃ ॥

## ॥ નવતત્ત્વબોધફલવિચાર ॥

**એ નવતત્ત્વ સદ્દહે** તેહને **સમ્યક્ત્વી** કહીયે, ન જાણે અને ભાવે કરને સદ્દહે, તોપણ **સમ્યક્ત્વી** કહીયે અથવા સર્વ તીર્થંકરના ભાખ્યા જે વચન તે વચન અન્યથા પ્રકારે હોયજ નહી, એટલે ખોટા હોયજ નહી, એવી બુદ્ધિ જેહના મનને વિષે હોય તેહનું **સમકિત** નિશ્ચલ કહીયે, **તે સમકિતના બે પ્રકાર.** એક તો અપ્રતિપાતિ તે આવ્યો જાય જ નહી તે **ક્ષાયકને** કહીયે, તે ક્ષાયિક સમ્યકત્વવાલા જીવતો ત્રણ તથા ચાર ભવમાં **મોક્ષે** જાય, તથા બીજો પ્રતિપાતિ સમકિત તે આવ્યો જાય, તે **ઉપશમ** તથા **ક્ષયોપશમને** કહીયે, તે ઉપશમ તથા ક્ષયોપશમ એક અંતર્મુહૂર્ત્ત માત્ર જેણે ફરસ્યુ હોય તે જીવ ઘણા ઘણો સંસાર ભમે તો **અર્ધ** પુદ્ગલપરાવર્ત્ત સંસાર ભમે. જઘન્યથી તેજ ભવે સીઝે, હવે **પુદ્ગલપરાવર્ત્ત ઓળખાવવા માટે પ્રથમ**



## ॥ પલ્યોપમની વિગત કહે છે. ॥

અનંતે પરમાણુયે એક **ત્રસ રેણુ** થાય ૧ ॥ આઠ ત્રસરેણુએ એક **રથરેણુ** થાય ૨ ॥ આઠ રથરેણુએ એક **વાલાગ્ર** થાય ૩ ॥ આઠ વાલાગ્રે એક **લીખ** થાય ૪ ॥ આઠ લીખે એક **જૂકા** થાય ૫, ॥ આઠ જૂએં એક **જવ** થાય ૬ ॥ આઠ યવે એક **ઉત્સેધાંગુલ** થાય ૭,॥ બે ઉત્સેધાગુલે **વીર ભગવાનનો એક આત્માંગુલ થાય,** ચારસો ઉત્સેધાગુલે એક **પ્રમાણાંગુલ** થાય, તે પ્રમાણાંગુલે કરી પૃથ્વી **૧ પર્વત ૨ દેવતાના વિમાન** પ્રમુખ માપીયે, અથવા ૭ ઉત્સેધાગુલે એક **પા હાથ** થાય, બે પા **હાથે અર્ધ હાથ** થાય બે અર્ધ હાથે **એક** હાથ, ચાર હાથે એક **ધનુષ્ય,** બે હજાર ધનુષ્યે **એક** ગાઉ, ચાર ગાઉએ **એક યોજન** થાય, એહવા એક યોજન ઉંડો લાંબો પહોળો **એક પાલો** કલ્પીયે, તે પ્યાલા મધ્યે દેવકુરૂ ઉત્તરકુરૂ ક્ષેત્રનાં સાત દીનનાં ઉપજેલાં યુગલીયાના માથાનો એક એક કેશ તેહના સાતવાર આઠ **આઠ** ખંડ કરીયે, એકવાર **આઠ,** બીજીવારના **ચોસઠ ૬૪,** ત્રીજીવાર **પાંચસે ને બાર** ૫૧૨, ચોથીવાર **ચારહજારને** છન્નુ ૪૦૯૬. પાચમી વાર **બત્રીસ હજાર સાતસેને અડસઠ** ૩૨૭૬૮. છઠી વાર **બે** લાખ બાસઠહજાર **એકસોને ચુમાલીશ** ૨૬૨૧૪૪. સાતમી વાર **વીસલાખ સત્તાણુહજાર એકસોનેબાવન** ૨૦૯૭૧૫૨. એકેક કેશના એટલા એટલા ખંડ કરીયે, પછી પાલો ઠાસી ભરીયે, ઉપર ચક્રવર્ત્તીની ઋદ્ધિ ચાલે તોપણ ડગે નહી. પાણીયે તણાય નહી. અગ્નિમાં બળે નહી. એહવા ઠાસી ભરીયે, પછી તે મધ્યેથી

સમયે સમયે એકેકો ખંડ કાઢીયે, તે પ્યાલો ખાલી થાય તેવારે એક **બાદર ઉદ્ધાર પલ્યોપમ** થાય. તે સંખ્યાત સમયનો કામ નાવે, **સૂક્ષ્મ** પલ્યોપમની-ઓલખાણ માટે છે. તે પ્યાલા મધ્યે જે ખંડ છે તે એકેકના અસંખ્યાતા કલ્પીયે પર્યાપ્તા બાદર પૃથ્વીકાયીયા જીવના શરીર જેવડા. પછી સમયે સમયે એકેકો ખંડ કાઢીયે તે પ્યાલો ખાલી થાય તેવારે એક **સૂક્ષ્મ ઉદ્ધાર પલ્યોપમ** થાય. તે અસંખ્યાતા કોડીવરસના, તે દશ કોડાકોડી પલ્યોપમે **એક ઉદ્ધાર સાગરોપમ** થાય, તેહવા અઢી ઉદ્ધાર સાગરોપમના જેટલા સમય છે. એટલા **દ્વીપ** તથા **સમુદ્ર** છે ૧ ॥ તથા તેહિજ સ્થૂલ ખંડે ભર્યો જે પ્યાલો તે માંહેથી સો વરસે એકેકો ખંડ કાઢીયે, તે પ્યાલો ખાલી થાય તેવારે એક **બાદર અદ્ધા પલ્યોપમ થાય.** તે સંખ્યાતાની કોડાકોડીવરસનું, તે પણ કામ નાવે. તે યુગલીયાને કેશે ભર્યો જે પ્યાલો તે એક શકના અસંખ્યાતા કલ્પીને સો સો વરસે એકેકો ખંડ કાઢતાં પ્યાલો ખાલી થાય. તેવારે એક **સૂક્ષ્મ અદ્ધા પલ્યોપમ** થાય. તે અસંખ્યાતી કોડાકોડી વરસનું તેહવા દશ કોડાકોડી પલ્યોપમે **એક અદ્ધા સાગરોપમ** થાય. એ સાગરોપમ તથા પલ્યોપમે કરીને કર્મસ્થિતિ ૧ કાયસ્થિતિ ૨ આઉસ્થિતિ ૩ પુદ્ગલસ્થિતિ ૪ પ્રમુખ પામીયે મનુષ્ય તથા તિર્યંચનું ત્રણ પલ્યોપમનું આઉખું તથા દેવ નારકીનું તેત્રીસ સાગરોપમનું આઉખું તે એણે અદ્ધા પલ્યોપમ સાગરોપમે માપીયે ॥૨॥ તથા તે સ્થૂલ ખંડના અસંખ્યાતા ખંડ કલ્પીને ભર્યો જે પ્યાલો તેહ કેશને ખંડે ફરસ્યા જે પ્યાલાના આકાશ પ્રદેશ તે સમયે સમયે એકેક એકેક પ્રદેશ અપહરીયે, તે સર્વ આકાશપ્રદેશો અપહરાય રહે. તેવારે **એક બાદર ક્ષેત્રપલ્યોપમ** થાય. તે અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણી પ્રમાણ તે કોઇ કામ નાવે, તથા કલ્પિત અસંખ્યાતે ફરસ્યા. તથા અણફરસ્યા જે પાલાના આકાશ પ્રદેશ તે સર્વ સમયે સમયે અપહરીયે તે સર્વથા નિર્લેપ ખાલી થાય, તેવારે **એક સૂક્ષ્મ ક્ષેત્ર પલ્યોપમ** થાય તે બાદરથી અસંખ્યાત ગુણો કાલમાને જાણવો, એહવા દશ કોડાકોડી પલ્યોપમે **એક સૂક્ષ્મ ક્ષેત્ર સાગરોપમ** થાય. તેણે કરી દૃષ્ટિવાદને વિષે પૃથિવ્યાદિક ૭ કાયના જીવનો પ્રમાણ એહિજ, ૩ ॥ હવે પ્યાલાને વિષે કેશ ખંડને વચાળે અણફરસ્યા આકાશપ્રદેશ કેમ રહ્યા ? તેનો ઉત્તર—જિમ કોહલા કોઠે ભર્યો માચો તિહાં બે કોહલાને વચાળે નાના નાળિયેર પ્રમુખ માયા. નાળીયેરને આંતરે તેહથી નાના ફળ માય. તેહને વચાળે વળી તેહથી નાના ચણા પ્રમુખ માય. તેહને આંતરે વળી સરસવના દાણા માયા એણે **દૃષ્ટાન્તે** વાલાગ્ર કહ્યા છે. તે પણ પણ

આકાશ પ્રદેશ અતિસૂક્ષ્મ છે, માટે અણફરસ્યા રહ્યા છે,

**હવે પુદ્ગલપરાવર્ત્ત બતાવે છે.** ઔદારિક ૧ વૈક્રિય ૨ આહારક ૩ તૈજસ ૪ ભાષા ૫ શ્વાસોશ્વાસ ૬ મન ૭ કાર્મણ ૮ એ આઠ વર્ગણા-માહિથી આહારક-વર્ગણા વર્જીને બાકી સાત વર્ગણાપણે ચઉદરાજલોકના સર્વ પુદ્ગલ પરમાણુઆ જેટલે કાળે એક જીવ પરિણમાવી મુકે તેટલે કાળે એક **બાદર દ્રવ્ય પુદ્ગલપરાવર્ત્ત** થાય. તેહિજ ચઉદ રાજલોકના પુદ્ગલ પરમાણુઆ એક જીવ ઔદારિકાદિક સાતવર્ગણામાહિથી હરકોઇ એક વર્ગણા પણે પરિણમાવી જેટલે કાળે મુકે, તેટલે કાળે એક **સૂક્ષ્મ દ્રવ્ય પુદ્ગલ-પરાવર્ત્ત** થાય ૧ ॥

તથા ચઉદ રાજલોકના અસંખ્યાતા પ્રદેશ છે તે સર્વ પ્રદેશ મરણે કરીને એક જીવ જેટલે કાળે આઘા પાછા જેમ તેમ ફરસે, તેટલે કાલે એક **બાદરક્ષેત્ર પુદ્ગલ પરાવર્ત્ત** થાય. તથા તેહિજ લોકના અસંખ્યાતા પ્રદેશ છે તે મેરૂ પર્વતને મધ્યે આઠ રૂચક પ્રદેશ ગોસ્તનાકારે છે, તિહાંથી માંડીને પ્રથમ પ્રદેશે મરણ કરે, તે વાર પછી વળી કેટલેક કાળે તેહને લગતે બીજે પ્રદેશે મરે, વળી કેટલેક કાલે તેહને લગતે ત્રીજે પ્રદેશે મરે, એમ કેડા-વેડે ચઉદ રાજલોકના સર્વ પ્રદેશ એક જીવ જેટલે કાલે મરણે કરીને ફરસી રહે, તેટલે કાલે એક **સૂક્ષ્મ ક્ષેત્ર પુદ્ગલ પરાવર્ત્ત** થાય ॥ ૨ ॥

તથા ઉત્સર્પિણી અવસર્પિણી બે મળીને વીશ કોડાકોડી સાગરોપમનો એક કાલચક્ર થાય, તે વીસ કોડાકોડી સાગરોપમના જેટલા સમય છે, તેટલા સર્વ આઘાપાછા જિમતિમ મરણે કરીને એક જીવ જેટલે કાળે ફરસે, તેટલે કાલે એક **બાદરકાલ પુદ્ગલ પરાવર્ત્ત** થાય. અને કેવારેક જીવ ઉત્સર્પિણીને પ્રથમ સમયે મરે, ત્યાર પછી વળી કેટલેક કાલે તેને લગતે બીજે સમયે મરે, કેટલેક કાલે વળી તેહને લગતે ત્રીજે સમયે મરે. એમ કેડાવેડે કાલચક્રના સર્વ સમય મરણે કરીને એક જીવ જેટલે કાલે કરી ફરસી રહે તેટલે કાલે એક **સૂક્ષ્મકાલ પુદ્ગલ પરાવર્ત્ત** થાય ॥ ૩ ॥

તથા એક લોકના અસંખ્યાતા પ્રદેશ છે, તેવા અસંખ્યાતા લોક કલ્પીયે, તેહના જેટલા આકાશ પ્રદેશ છે તેટલા એક સમયના ઉપના **સૂક્ષ્મ તેઉકાઇયા જીવ** છે, તેહથી અસંખ્યાત ગુણા **સર્વ તેઉકાઇયા જીવ** છે, તેહથી અસંખ્યાત ગુણી તેહની **કાયસ્થતિ** છે. તેહથી અસંખ્યાતગુણા **સંયમ શ્રેણિના અધ્યવસાય સ્થાનક** છે, તે રસબંધના અધ્યવસાય સ્થાનક મરણે કરીને આઘા પાછા જિમતિમ ફરસે, એક જીવ જેટલે કાલે તેટલે કાલે એક **બાદરભાવ પુદ્ગલ પરાવર્ત્ત** થાય,

તેટલા રસબંધના અધ્યવસાય સ્થાનક કેડાવેડે ફરસે તેહની વીગત, કેવારેક જીવ રસબંધને પ્રથમ અધ્યવસાય સ્થાનકે વર્ત્તતો મરે, વળી કેટલેક કાલે તેહને લગતે બીજે રસબંધને અધ્યવસાય સ્થાનકે વર્ત્તતો મરે, વલી કેટલેક કાલે તેહને લગતે ત્રીજે અધ્યવસાય સ્થાનકે વર્તતો મરે, ઇમ એક જીવ રસબંધના સર્વ અધ્યવસાય સ્થાનક કેડાવેડે મરણે કરીને જેટલે કાલે સઘળાં રસબંધ ફરસી લે, તેટલે કાલે એક **સૂક્ષ્મભાવ પુદ્ગલ પરાવર્ત્ત થાય** ॥૪॥

એ ચાર પ્રકારે પુદ્ગલપરાવર્ત્ત માંહેથી અર્ધ ક્ષેત્ર પુદ્ગલ પરાવર્ત્ત સમકિતથી પડ્યા જીવ ભમે. પછી **સિદ્ધિ** વરે. તે **સિદ્ધના પન્નર ૧૫ ભેદ,** જિનસિદ્ધ ૧ અજિનસિદ્ધ ૨ તીર્થસિદ્ધ ૩ અતીર્થસિદ્ધ ૪ ગૃહસ્થલિંગ સિદ્ધ ૫ અન્યલિંગ સિદ્ધ ૬. સ્વલિંગસિદ્ધ ૭ સ્ત્રીલિંગ સિદ્ધ ૮ પુરુષલિંગસિદ્ધ ૯ નપુંસકલિંગસિધ્ધ ૧૦ પ્રત્યેક બુધ્ધસિધ્ધ ૧૧ સ્વયંબુધ્ધસિધ્ધ ૧૨ બુધ્ધબોધિતસિધ્ધ ૧૩ એકસિધ્ધ ૧૪ અનેકસિધ્ધ ૧૫ ॥

॥ નવતત્ત્વ બાલાવબોધઃ સંપૂર્ણઃ॥

॥श्रीचिरन्तनमुनिवर्यप्रणीतः प्राचीनः
नवतत्त्वविचारः समाप्तः ॥

॥ श्रीभाग्यविजय-श्रीविवेकविजय-श्रीज्ञानसार
श्रीचिरन्तनमुनिवर्यसन्दब्धं गूर्जरभाषामयं
॥ नवतत्त्वचतूरत्नम् ॥
॥ नवतत्त्वसाहित्यसंग्रहस्य चतुर्थो विभागः
नवतत्त्व परिशिष्ट नं. ट ठ. ड. ढ. ( १३-१४-१५-१६ )



# अद्यावधि मुद्रिता ग्रन्थाः



एते ग्रन्थास्तदभ्यासिसाधुसाध्वीनां अध्ययनेप्सू-
नामर्हाणामन्येषामपि उपदीक्रियन्ते

| | |
|---|---|
| १ सिद्धहैम. | ※ ८ भाषारहस्य |
| ※ २ खंडनखाद्य. | ९ उपदेशरहस्य |
| ※ ३ न्यायालोक. | १० स्याद्वादरत्नाकर. |
| ※ ४ अनेकान्तजयपताका | ११ प्राकृतशब्दरूपावली. |
| ५ अष्टक प्रकरण | १२ लघुहेमप्रभाव्याकरणम् |
| ※ ६ प्रमाणमीमांसा | १३ तत्त्वार्थटीका(५ अध्याय) |
| ७ प्रमालक्षण | १४ षडशीति(चतुर्थकर्मग्रन्थ) |

## प्राप्तिस्थानम्

शेठ. माणेकलाल भाइ मनसुख भाइ.
शाहपुर बंगलो ( अमदाबाद. )

※ आ निशानीना पुस्तको शीलीकमां नथी